કરીને શરીરને શુદ્ધ રાખે; શરીર શુદ્ધ કર્યા પછી પોતાના મનનો મેલ જ્ઞાન રૂપી પાણીથી ધૂએ, અર્થાત્ જ્ઞાન મેળવે, (બાહ્ય શુદ્ધિ વિના અંતર શુદ્ધિ થાયજ નહિ) તેજ માણસ બહાદુર છે (ટેક) ઉપર કહ્યો તેવો ધર્મ જે પ્રાણી પોતાના મનમાં ધારણ કરે-પાળે તેજ પવિત્ર છે એવાં માણસોનું જીવ્યું સફળ છે. અને તેમના ચરિત્રો સુંદર છે અર્થાત તેમનું વર્તન શુદ્ધ છે.

### પાઠ ૧૬.

પુરાતન કાલના=પહેલાંના વખતના (પુરા=પહેલું)

આધુનિક=(સ) હમણાંના (આધુના =હમણાં+ઇક)

અદ્યાપિ=(સ) આજ સુધી પણ

તથાપિ=(સં) તોપણ (તથા=તો+ અપિ=પણ)

મીસરીઓ=મીસર દેશના વતનીઓ

સાંભરણુ=યાદગાર

પાષાણુ=પત્થર

કબર=(ફા) ઘોર (કબ્ર ઉપરથી કબર)

શબ=(સં) મુડદું; મરી ગએલું પ્રાણી ( શવ ઉપરથી સવ )

ચિત્રલિપિ=ચિત્રવડે લખવાની અને સમજવાની કળા

જે વિદ્યાર્થી કુશ=દર્ભ લાવવામાં હોશિયાર હોય તે કુશળ કહેવાય, એ એ ઉપરથી લાક્ષાણિક અર્થ હોશિયાર. (અસલના ઋષિ પાસે જ્યારે કોઇ નવો શિષ્ય અભ્યાસ કરવા જતો ત્યારે પ્રથમ તે કેટલા સંસ્કારવાળો છે, તે જોવા માટે ઋષિ તેમને દર્ભ લાવવા વગેરે કામ સોંપતા. દર્ભ એ એક જાતનું ધારવાળું ઘાસ છે તેને જો આપણે ખેંચીએ તો તુરત આપણો હાથ કપાય અને લોહી નીકળે, આ ઉપરથી ઋષિઓ પરીક્ષા કરતા કે જે વિદ્યાર્થી હાથ કપાયા વિના દર્ભ લાવે તે કુશળ એટલે હોશિયાર)

દેવી=ઇશ્વરના અવતાર; ઇશ્વરના અંશવાળા; દેવતાઇ

કુશળ=હોશિયાર (કુશાન્ લાતી કુશાલઃ સંભારણું=યાદગીરી

પુરાણી=જુની (સંસ્કૃત પુરાણ= જુનું ઉપરથી પુરાણી=જુની )
ઈજનેરી=ઈજનેર લોકનાં કામનાં. (અમુક મહેલ, નહેર, સડક વગેરે કેવા પ્લાનસર કરવાથી ફાયદો થાય, ઓછો ખર્ચ થાય, સારા દેખાય ઇત્યાદિ કામના માહિતગાર તે ઈજનેર)
બંધ=પુસ્તા
પુરોહિત (સં) ગોર (પુરસ્ સંસ્કૃત અવ્યય=આગળ+ધા=મૂકવું એ ધાતુનો ભૂતકૃદંત હિત મૂકેલું=આગળ મૂકેલું) જે દરેક કામમાં આગળ પડતો ભાગ લે છે તે
આધિન=(સં) તાબે; વશ
પ્રવીણ=હોશિયાર; માહિતગાર
નિવાહ=ગુજરાન ( નિર્ + વહ્ ધાતુ =વહેવું )
પુનર્જન્મ=ફરીથી દુનિયાપર પેદા થવું તે ( પુનઃ=ફરિથી+જન્ ધાતુ=પેદા થવું )
અસંખ્ય=અગણિત ( અ+સંખ્ય )
સંગ્રહસ્થાન=એકઠું કરવા માટેની જગ્યા ( સંગ્રહ=એકઠું કરવું+ સ્થાન=જગ્યા )
અભિમાન=અહંકાર ( અભિ+મન્-ધાતુ=માનવું તે ) પોતાનેજ માનવું તે; મમત્વ
સુધારણા=સુધારો સુધારાની પ્રણાલિ
મકદુનિઆ=ગ્રીસ દેશનો એક ભાગ

## પાઠ ૧૭.

પાણી પાવું=લોઢાને ગરમ કરી પાણીમાં બોળવું તે. (આથી લોઢું સખત થાય છે )
ક્રિયા=કામ
બંડલ=જુથ
વિભાગ=ભાગ; વહેંચણી
કરાઈ=લાકડાં વહેરનાર
લક્ષ=(સં) ધ્યાન
મથન=મહેનત (મથ્ ધાતુ=વલોવવું)
પરઠી લઇ=નક્કી કરી
વિલાયત=(અ) સ્વદેશ; જન્મભૂમિ. આ ઠેકાણે ઈંગ્લાંડ
કારખાનુ=(ફા) કામ કરવાની જગ્યા; કાર=કામ+ખાનું=ઠેકાણું)

## પાઠ ૧૮.

પરોણાગત=પરોણાચાકરી
પરોણો=મેમાન (સંસ્કૃત પ્રાઘુણઃ )
સત્કાર=આદરમાન (સત્+કૃ ધાતુ=કરવું. સત્ એ અસ=ધાતુનો વર્તમાન કૃદંત, અસ=હોવું )
યોગ્યતા=લાયકી (યોગ્ય+તા )
ગૃહસ્થ ધર્મ=સંસારિક ફરજ
મેમાનગીરી=(ફ) પરોણાગત
સંપ્રદાય=રવાજ
વૈશ્વદેવ=નિત્ય હોમ; બ્રાહ્મણ લોકો જમતાં પહેલાં અગ્નિને બળિદાનની આહુતિ આપે છે તે ક્રિયા.
અતિથિ=(સં) અભ્યાગત (અ=નહિ+તિથિ=દિવસ અથવા અત્=હંમેશાં ફરનારો) જે માણસ દરરોજ આવતો નથી તે અથવા ફક્ત તિથિએજ આવનાર
ષોડશોપચાર=સોળ પ્રકારે પૂજા કરવી. (ષોડશ=સોળ+ઉપચાર=વિધિ; પ્રકાર
સંકોચ=હરકત; તંગી; સંકડામણ
યજમાન=યજ્ઞ કરનાર; યજમાન
નોખી=જુદી
ત્રાસ=અકળામણ: કંટાળો
ઉદ્દેશ=(સં) મુખ્ય ધારણા (ઉદ્+દિશ)
સ્તુતિ=વખાણ; ગુણગાન ( સ્તુતિમાં વખાણ હોય, પ્રાર્થનામાં માગણી હોય.)
ભિક્ષા (સં) ભીખ (ભિક્ષ્ ધાતુ=ભીખ માગવી)
શ્રદ્ધાળુ=આસ્થાવાળાં (શ્રદ્ધા+આળુ)
મધ્યમ=વચલી
ખર્ચાળ=ખર્ચ કરનાર; ઉડાઉ
ગરાસીઆ=ભરણ પોષણ માટે દરબારમાંથી કાંઈ પણ વાંટો મળતો હોય તેવા માણસ (સંસ્કૃત ગ્રાસીઆ ગ્રાસ=કોળીઓ)
સ્નેહીમંડળ=સંબંધીનું ટોળું; સંબંધી વર્ગ
ઉમળકું=ઉભરાઇ જતો પ્રેમ: હોંસ
વળાવો=રક્ષણ કરનાર; મુકવા આવનાર
પ્રવાસ=મુસાફરી (પ્ર+વસ્ ધાતુ=રહેવું)
ભાથું=મુસાફરીમાં ખાવાનું
આગ્રહ=ખંત
ગોષ્ટિ=(સ) વાતચીત
મધુ=મીઠું
રૂચિ=ભાવ; પ્રીતિ

**સમજુતી**—કહે છે કે એક સારૂં કુટુંબ ભુખ્યાં અને તરસ્યાં માણુસોને આનંદ આપે છે, લુખું પાખું અર્થાત જે જુવાર બાજરીનો રોટલો મળે છે તે તેમને (પરોણાને) ખવડાવે છે, તેની સાથે ધીમું ધીમું એટલે નરમાશથી બોલે છે, અને વાતોમાં રમુજ આપી તેને હસાવે છે. આ પ્રમાણે ચાકરી કરીને તથા કંઇ કંઈ નવી નવી વાર્તાઓ તથા આનંદદાયક ટુચકાઓ કાઢી, થાકેલા (પરોણા) નો થાક મટાડી દે છે; અને તેને શાંત પાડે છે. વળી પરોણાને મધના જેવું અન્ન અર્થાત્ મિષ્ટાન્ન જમાડે છે, અને પોતે પણ જમે છે, અને તે ઉપર પરોણાને રૂચિ ઉત્પન્ન કરાવે છે. અર્થાત્ તેને તે રૂચિ પૂર્વક ખવડાવે છે.

### પાઠ ૧૯.

**અંક**=અંક શબ્દનો અર્થ ખોળો છે. નાટકની વસ્તુને રસ કથા ભાવ સહિત અભિનયવડે સભાસદોના ખોળામાં અપાતી હોય તેમ આરોપણ કરવામાં આવે છે માટે નાટકના ભાગને અંક કહે છે. નાટકમાં જે શબ્દ વપરાય છે તે રૂઢ થયેલો જાણવો. ભાગ; પ્રકરણ;

**પ્રૌઢ**=પ્રૌઢો ( પ્ર=**वह** ધાતુનું ભૂ. કૃ. **उह** પરથી મોટો )

**પંચામૃત**=(પંચ+અમૃત) અમૃત પાંચ પ્રકારનાં છે; દૂધ, દહીં, માખણ, ઘી, મધ, ઇત્યાદિ

**કલ્પતરુ**=ઇચ્છિત વસ્તુ મળે એવું ઝાડ.

**સ્યામ શરીર**=કાળા શરીરવાળો; સર્પ

**ગળથુથી**=સહજ મોળું એવું ગોળનું પાણી કરી તેને ઉનુ કરી તેમાં ઘી નાખી જન્મ પછીના ત્રણ દિવસ બાળકને પાવામાં આવે છે તે

**સાપના રાફડા પાસે હંમેશાં પાણી હોય છે.**=પાણીવાળી જગ્યાએજ સાપ રાફડો બાંધે છે પાણી ક્યાં રહેલું છે તે જાણતો હોવો જોઇએ

**ગર્થે**=પૈસા વડે; પૈસા આપીને

**ધુમ્રપાન કરે**=ધુમાડાને પીએ; અથાત્ ચોર્યાસી ધુણીની વચ્ચે બેસી તાપે

## ઉદ્યમનું બળ અને કર્મનું અંધારૂં.

ઉદ્યમ એ રાજા છે અને કર્મ (નસીબ) તેના આગળ રાંકડું ગરીબ છે, તેનો અંક (એક ભાગ) તમારી આગળ (સાંભળનાર આગળ) હું (કવિ) કહું છું કે તમે સર્વ મનમાંનો અહંકાર મૂકી દઇને, હઇડાંને ખુલ્લું કરીને જોજો. [કારણ કે અંધ ધર્મ શ્રદ્ધાથી આપણે એવું માનતા આવ્યા છીએ કે, "ઇશ્વર કરે તે ખરૂં" "નસીબમાં હશે તે થશે" આ વાતે આપણા મગજમાં એવાં મૂળ ઘાલ્યાં છે કે આપણને બીજી વાત રૂચતી નથી. ઉપલી વાત કહેતી વખતે તે સત્યજ હોય તેમ અભિમાન પૂર્વક કહીએ છીએ, એથી કવિને આવું કહેવાની જરૂર પડી છે.]

કર્મ બીજ રૂપે રહેલું છે. જેનામાં એવો જે ઉદ્યમી–ઉદ્યમ હોઈ અર્થાત્ મન અને વાણી વડે ઉદ્યમ કરનારો નહિ, એટલે ઉદ્યમ કરૂં એવું બતાવનારો નહિ પણ ખરેખરોજ ઉદ્યમ કરનારો જે માણસ હોય છે તે કુડકપટ–લુચ્ચાઈ–ઠગાઇ સર્વને જાણી જાય છે કારણ કે અમુક કામ આપણે કરવા માંડયું, તેમાં ફતેહમંદ થવા માટે આપણે તે કાર્ય-મયજ થવું પડે છે. અર્થાત્ તેનાં એકે એક વિભાગોનું બારીક નિરીક્ષણ કરવું પડે છે. જો તેમ ન કરીએ તો તે કાર્યમાં આપણે ફતેહ મેળવી શકીએ નહિ, આ પ્રમાણે જ્યારે સૂક્ષ્મ દ્રષ્ટિથી નિરીક્ષણ થાય ત્યારે તેમાં કોઇની લુચ્ચાઈ દોંગાઇ હોય તે સહજ પકડાઇ આવે એ સ્વભાવિક છે.

પ્રથમ ઇશ્વરે તો સઘળાના શરીર નગ્નજ ઘડયા હોય છે, તેમાંથી ધીરજવાળો માણસ–ઉદ્યમીજ પોતાનાં અંગને સારી રીતે ઢાંકી શકે છે. (એનો અર્થ એવો થતો નથી કે બીજા સર્વ નાગા ફરે છે) ઇશ્વરે નગ્ન શરીર બનાવ્યાં છે એટલે ઇશ્વરે તો સઘળાને સરખીજ રીતે

જન્મ આપ્યો છે—આપે છે. કોઈ સુખી અથવા દુઃખી થાય છે એ પોતે પોતાના ઉદ્યમનું ફળ છે. (આ ઠેકાણે એક વાત યાદ રાખવા જેવી છે કે કેટલા જન્મથી ગર્ભ શ્રીમંત જન્મે છે તેનું કેમ ? તો તેનો જવાબ એટલોજ છે કે તે ફળ સંચિત કર્મનું છે, સંચિત-પૂર્વ ભવે કરેલાં પણ ન ભોગવાયલાં કામનો ભંડાર, એ પ્રમાણે છેવટે તો કર્મજ પ્રધાન) તેની જન્મ-લેનારની-મા ઉદ્યમી થઇને તે મોટો થાય તેટલા માટે તેને ગળથુથી પાય છે. ત્યારેજ તે મોટો થાય છે. માટે ઉદ્યમજ શ્રેષ્ઠ છે. હવે ઉદ્યમ કેવો કરવો તેને માટે કવિ કહે છે કે જે જેવા કુળમાં અવતરે છે તે તેજ કુળનો ઉદ્યમ કરે છે અર્થાત્ વાણીઆનો દીકરો વેપારી થાય અને મોચીનો દીકરો મોચીજ થાય છે. હવે ઉદ્યમજ શ્રેષ્ઠ છે એ વાત કવિ દાખલા દલીલોથી સાબીત કરે છે.

જો જો હું તમને ઉદ્યમની રીતે-વાત કહું, દૃષ્ટાંત આપું. ઘરમાં ઘણી ગાયો બાંધેલી છે, હવે એક કર્મી માણસ હોય તેને બિચારાને શેની મતિ હોય કે ગાયોનો શો ઉપયોગ છે ?—કારણ કે તે તો દૈવ ઉપર આધાર રાખનારો છે; પણ ઉદ્યમી હોય છે તેજ તેનું દૂધ દુહે, એ દૂધનાં પંચામૃત ઇત્યાદિ પદાર્થો થાય અને તે ઉદ્યમીજ ખાય. ઉદ્યમ કર્યા સિવાય બિચારું કર્મ (કર્મને માનનારો માણસ) શું ખાય ? (નર સેજ સુબુદ્ધિ ન વાવરશે, વરસે વરસાદ મરે તરશે) આ ન્યાયને એ મળતું છે.

પરમેશ્વરે જ્યારે દુનિયા બનાવી ત્યારે સારાં મેડાવાળાં ઘર ઇત્યાદિ કાંઈ નહોતું, પણ માટી, ચુનો અને લાકડાં કાટ-ઉત્યાદિ તો પુષ્કળ હતાં, હવે જો તે વખતના લોકો નસીબ પર આધાર રાખી બેસી રહ્યા હોત તો આવાં ઘર થાત નહિ, એ તો ઉદ્યમ વડેજ તેવાં ઘર થયાં છે. ઉદ્યમી માણસ કપાસ વાવીને તેનુ રૂ બનાવી કે પછી રૂજ

વેચાતું લાવે અને પછી વિવેક વડે વણીને તેનું વસ્ત્રલુગડું પણ બનાવે છે, અને તે સર્વે (કર્મી પણ) પહેરે છે, જો તે એવો ઉદ્યમ ન કરે તો (કર્મી) કર્મને માનનારા સઘળા નાગા ફરે કારણ કે વસ્ત્ર ઉદ્યમ વિના રૂનું બનેજ કેમ ? કપાસ ઉદ્યમ વિના પાકેજ કેમ ?

ઉદ્યમ તો કલ્પતરૂના જેવો છે, અર્થાત્ સર્વ વસ્તુ ઉદ્યમથી મળી શકે છે જ્યારે ઉદ્યમી દુઃખ વેઠીને પૃથ્વી ખેડી તેમાં અનાજ વાવે છે, ત્યારેજ પૃથ્વી રસાળ થાય છે, અને અનાજ પાકે છે, ત્યારેજ તે અનાજ ખાઇને નસીબને માનનાર સુખે જીવે છે, ઉદ્યમી ઉદ્યમકરી અનાજ પકવે નહિ તો કર્મી ખાય શું ?

જ્યારે ઉદ્યમ કરીને તલ પકવે છે. અને ઉદ્યમ કરી તેને ઘાણીમાં પીલે છે, ત્યારેજ તેમાંથી તેલ નીકળે છે. વળી તેલ નીકળ્યું એટલેથી પણ દીવો થતો નથી પણ દીવેટ કરીને દીવો સળગાવે તોજ અજવાળું થાય છે, એ પ્રમાણે ઠેકાણે ઠેકાણે ઉદ્યમનુંજ જોર છે. જેમ ઉપર પ્રમાણે ઉદ્યમ કરી દીવો ન કરીએ તો અંધારૂં રહે છે તેમ એકલા કર્મવડે અંધારૂં ઘોરજ રહે છે.

ઘરમાં જુદી જુદી જાતનાં ઘણાં અનાજ ભરી મુક્યાં હોય, તો પણ તે રાંધ્યાં વિના કેવી રીતે રંધાય ! અર્થાત્ રાંધવાનો ઉદ્યમ ન કરીએ તો નજ રંધાય; ત્યારે ખાય શું ? દૂધને મેળવીને જ્યારે અધરકે છે ત્યારેજ દહીં થાય છે; અને દહીંને વલોવીએ ત્યારેજ ઘી થાય છે.

ઉંડાણમાં જમીનને વિષે જે પાણી છે તે સાપજ જાણે છે માટે સાપનો રાફડો જોઇ યોગ્ય સ્થાને ઉદ્યમી માણસ કુવો ખોદે તોજ કર્મી

પાણી પીએ. નહિ તો તરસે મરે અને પૈસા ખરચીને સોનું લાવીએ પણ તેને ઘરમાં ભરી મેલીએ સોનીને આપી તેનાં ઘરેણાં કરાવી શરીરપર પહેરીએ-ઘાલીએ તોજ મોંપર તેજ આવે છે. ઘરમાંસોનું ભરી મુક્વાથી તેજ આવતું નથી. (ઘરેણાં ઘાલવાથી માણસનો દેખાવ ફરે છે)

કોઇ ઘરમાં ચાકર હોય તે અમુક માણસની પેઠે લુગડાં પણ લાવીને મૂકે છે, જો તે ઉભો થઇને ઉંચો નીચો થાય નહિ તો તે વસ્ત્રો પહેરાયજ કેમ કરીને? (ઉંચું થવું એ પણ ઉદ્યમજ છે.)

સોના સિવાયની બીજી સપ્ત ધાતુ—જુદી જુદી જાતની ઘણી ધાતુઓ છે અને તેમની જુદી જુદી અનેક જાતની વસ્તુઓ બને છે. ઉદ્યમી માણસજ તેના ઘાટ ઘડવાનાં કામ કરે છે. પછી ઘાટ ઘડીને તેનાં નામ પાડે છે. એ સઘળું ઉદ્યમથી થાય છે ત્યારે કર્મી તે વાપરે છે.

જેથી કરીને વૈકુંઠરાય (પરમેશ્વર) સંતોષ માને છે તે હવન હોમ વગેરે ક્રિયાઓ ઉદ્યમથીજ થાય છે. હોમ હવન કરવાથી ઇશ્વિર પ્રસન્ન થઇ મેઘને વૃષ્ટિ કરવાનો હુકમ કરે છે, તેથી વરસાદ ભારે વૃષ્ટિ કરે છે, તેથીજ અનાજ પાકે છે; તે વડેજ સઘળી સૃષ્ટિ જીવે છે, એ સઘળું ઉદ્યમથી થાય છે.

મોટા મોટા ઋષિઓ અને તૃપસ્વીઓનો સમૂહ (સઘળા ઋષિઓ અને તપસ્વીઓ) હાથવડે ઇશ્વરની પૂજા કરે છે અને ચોર્યાસી ધુણીએ તાપી ધુમાડો ખાઈ મોટો ધર્મ કરે છે—ત્યારેજ તેમનું નસીબ જોરાવર થાય છે, અર્થાત્ ત્યારેજ તેમને ઇશ્વર મળે છે (ઋષિઓ પૂજા કરે છે અને તપસ્વીઓ ધૂણીએ તાપી ધુમ્રપાન કરે છે, અર્થાત્ તપ કરે છે એમ સમજવું.)

એ પ્રમાણે પુણ્ય સિવાય કોઇ કંઇ પણ વસ્તુ પામતું નથી. (પુણ્ય કરવામાં પણ ઉદ્યોગ ગર્ભિત રહેલો છે) જે જે માણસોને આપણે ફતેહમંદીથી કામ કરતા જોઇએ છીએ. તે સર્વ ઉદ્યમ વડેજ ફતેહમંદ થાય છે. (માટે ઉદ્યમ કરવો એજ શ્રેષ્ઠ વાત છે)

## પાઠ ૨૦.

લહેજત (ફા) સ્વાદ

ઉષ્ણ કટિબંધ=જ્યાં હંમેશાં તાપ પુષ્કળ પડે છે એવો પૃથ્વીનો ભાગ ( ઉષ્ણ=ગરમ+કટિબંધ=ટાઢ તાપ જાણવા માટે પૃથ્વીના પાંચ વિભાગ પાડયા છે તે)

અરબસ્તાન=આરબલોકોને રહેવાની જગ્યા; (અરબ=આરબ+સ્તાન= રહેવાની જગ્યા

મસાલાનાં દ્રવ્ય=મસાલાની ચીજો

દ્વીપ=જેની ચારે બાજુએ પાણી વચ્ચે જમીન હોય તે (દ્વિ=બે+ અપ=પાણી, બે પાણીની વચ્ચે આવેલો જમીનનો ભાગ )

અક્ષાંશ = વિષુવવૃતથી ઉત્તરે કે દક્ષિણે કોઈ જગાનું અંતર.

રેખાંશ=કોઇ મુકરર કરેલા રેખાંશ વૃત્તથી પૂર્વ કે પશ્ચિમ દિશામાં કોઇ જગાનું જે અંતર હોય તે ( મુખ્ય રેખાંશ ગ્રિનિચથી શરૂ થાય છે. ગ્રિનિચની પૂર્વ દિશાએ આવેલાં સ્થળ પૂર્વ રેખાંશપર કહેવાય અને પશ્ચિમે આવેલાં સ્થળ પશ્ચિમ રેખાંશપર કહેવાય )

સુવાસિક=સારી વાસાવળું (સુ=સારી +વાસ=ગંધ+ઇક=વાળું )

ગુણકારી=ફાયદો નરનારી ( ગુણ= ફાયદા+કાર=કરનાર+ઈ )

વાનીઓ=જુદી જુદી ખાવાની વસ્તુઓ

મુખવાસ=ખાધા પછી મોં સાફ કરવા માટે કાંઇ પદાર્થ ખાવા તે. [મુખ=મોં+વાસ વસ્ ધાતુ રહેવું પરથી, જેની મોંમાં ગંધ રહે છે તે]

વેસ્ટ ઈંડીઝ= અમેરીકામાં આવેલા બેટો જેવા કે જમેકા, કયુબ વગેરે [વેસ્ટ=પશ્ચિમ+ઈંડીઝ=હિંદુ- સ્તાનને લગતા] જ્યારે કોલંબસે

અમેરીકા શોધી કાઢયો ત્યારે તેને અવી ખાત્રી હતી કે આ નવો શોધી કાઢેલો દેશ હિંદુસ્તાન (ઇંડીઆ) છે. કારણ કે તે વખતે અમેરીકાની કોઇને ખબરજ નહોતી; આથી અમેરિકાનેજ હિંદુસ્તાન કહ્યો; પાછળથી ખરો હિંદુસ્તાન જડયો ત્યારે માલમ પડયું કે આ હિંદુસ્તાન તો ખોટો છે, પણ જે ચાલતું આવેલું તે કાયમ રાખવા માટે એ ટાપુઓને પશ્ચિમ હિંદુસ્તાનને લગતા દ્વીપો એવું નામ આપ્યું]

સુગંધીદાર=સારી ગંધવાળો [સુગંધ સુ+સારી-ગંધ+દાર=વાળો ] [ મૂળ શબ્દ સંસ્કૃત સુગન્ધિત છે, તેનું પ્રથમા એકવચન સુગંધી એટલે સારી ગંધવાળો એવો શુદ્ધ શબ્દ ગુજરાતીમાં વપરાય છે. અત્રે સંસ્કૃત શબ્દને ફરીને ઉપસર્ગ દાર=વાળો લાગેલું છે એથી પુનરૂકિત પણ થએલી ગણાય ]

વહાણવટી=વહાણનો ધંધો કરનાર; દરિઆઇ વેપારી ( વહાણ+વટી પ્રત્યય=ધંધો કરનાર )

દરીઓ માર્ગે=દરીઆ રસ્તે

પોતાને હસ્તક=પોતાના હાથમાં; તાબામ-

પૃથ્વી પ્રદક્ષિણા=પૃથ્વીની આજુ-બાજુ પરિક્રમણ કરવું તે;

અક્કલ હેરાન થઇ જાય=અક્કલ ચાલે નહિ; આશ્ચર્યમાં ગરક થવાય.

સંજ્ઞા=સારી રીતે જાણી શકાય તે નામ

જ્વાળમુખી=જેનાં મોંમાંથી [શિખરમાંથી] ધુમાડા નીકળે છે તેવો પર્વત [.જ્વાળા=અગ્નિ+મુખ= મોં ×ઇ=વાળો ]

પરિપક્વ=બરાબર પાકેલુ (પરિ=પૂર્ણ +પક્વ=પાકેલુ ) પુરેપુરૂં પાકેલું

ચિરાડા=ફાડ

પ્રગટ=પેદા

કુંજ=ભિનાશમાં ઉગેલો છોડ; જે ઘણોજ લીલો હોય છે.

ઉત્તેજક=ઉત્તેજન આપનાર; ઉશ્કેરનાર

ઉષ્ણતા=ગરમી ( ઉષ્ણ=ગરમ×તા= પણું )=ગરમપણું.

દસ્ત કબજ કરે છે=બંધકોશ કરે છે; ઝાડો બંધ કરે છે.
એકત્ર=એકઠું
રેચક=જુલાબ થાય તેવું
વાયુનાશક=વાયુનો નાશ કરનાર
વાળા=તંતુ; તાતણા

### પાઠ ૨૧.

જય=ફતેહ; જીત (સંસ્કૃત જિ ધાતુ પરથી)
મનન=ધ્યાનપૂર્વક વાંચન; મનમાં વાંચવું તે; મનમાં વિચારી જવું તે
વૃત્તિ=વલણ
મહાવિદ્યાલય=વિદ્યા ભણવાનું મોટું ઠેકાણું; કોલેજ (મહા=મોટું; વિદ્યા +આલય=ઠેકાણું)
પાઠશાળા=મોટી નિશાળ
નિરાભિમાન=અભિમાન વગર (નિર્ =નહિ+અભિ ઉપસર્ગ+મન્ ધાતુ =માનવું, ઉપરથી માન)
હરણ કીધું=ખેંચ્યું; આકર્ષ્યું
ધર્મોપદેશક=ધર્મનો બોધ કરનાર (ધર્મ+ઉપદેશ=બોધ+અક=કરનાર)
દૃષ્ટિવિદ્યા=પ્રકાશ સંબંધી શાસ્ત્ર (દૃષ્ટિ+વિદ્યા)
વિસ્મય=આશ્ચર્ય; નવાઇ
પૃથક્કરણ=જુદું કરવું તે. (પૃથક્= જુદું+કરણ=કૃ ધાતુ પરથી કરવું તે)
પાયો નાખ્યો=શરૂઆત કરી
છિદ્ર=કાણું(સંસ્કૃત છિદ્ર ધાતુ પરથી)
વેરણ સેરણ=જુદાં જુદાં
શ્વેત=સફેદ
ઉપદ્રવ=રોગ
સંભાષણ=ભાષણ
ગુરૂત્વાકર્ષણ=(સં) પૃથ્વી બધા પદાર્થોને ભારના પ્રમાણમાં ખેંચે છે; તે (ગુરૂ=ભારે+ત્વ=પણું+આ+ કૃષ ધાતુ=ખેંચવું+અન=ક્રિયાવાચક (પ્રત્યય)
ગતિમાર્ગ=જવાનો રસ્તો; ફરવાનો રસ્તો (ગમધાતુ=જવું+તિ=પણું+ માર્ગ=રસ્તો)
ભરતી=પાણીનું ભરાવું તે (ભૂ= ભરવું+તિ=પણું) જુવાળ
ઓટ=પાણીનું ઉતરી જવું તે
ભરતીઓટ=દરીઆનું પાણી દિવસમાં બે વાર ચઢે છે અને બે વાર ઉતરે છે, તેને ભરતીઓટ કહે છે

હાથ ભીડમાં હતો=પૈસાની તંગી હતી
મુક્ત=(સં) મુકાએલું; છુટું થએલું (મુચ્=મૂકવું+ત=ભૂ. કૃ. પ્ર.)
નિવારણ કરવું=મટાડવું
પદાર્થવિજ્ઞાન=પદાર્થ સંબંધી વિશેષ ગુણો જેની અંદર બતાવેલા હોય છે તે શાસ્ત્ર. એમાં પ્રદાર્થના ગુણનું વિવેચન કરતા શીખવવાનું હોય છે.
અસાધારણ=ઘણીજ; ઉંચા પ્રકારની
રાજતંત્રીઓ=રાજ ચલાવનાર
તંત્રી=ચલાવનાર (તમ્ ધાતુ=ખેંચવું પરથી)
ટંકશાળ=ચલણી નાણું પાડવાની જગ્યા.
સમાગમ=મેલાપ
ખામોશ=(ફા) ધીરજ
મહાસાગર=(સં) મોટો સમુદ્ર (મહા+સાગર, સગર રાજાના છોકરાઓએ યજ્ઞનો ઘોડો ખોળવા માટે ખોદેલો, માટે સાગર)
સત્યરૂપી સમુદ્ર=સત્યનો ભંડાર
સંશોધન=ખોળ; તપાસ

પાઠ ૨૨.

બુદ્ધિસાગર=બુદ્ધિ+સાગર ઘણી અક્કલવાળો; બુદ્ધિમાન; બુદ્ધિસાગર આ ઠેકાણે વિશેષનામ છે નામ પ્રમાણે ગુણ હોવાથી અર્થાત્ નામ બુદ્ધિસાગર હતું તે પ્રમાણેજ તે મોટી અક્કલવાળો હોવાથી
સંતતિ=છૈયાંછોકરાં (સમ્=સારી રીતે+તત્ ધાતુ ખેંચવું પરથી તંતિ=વંશને ખેંચનાર અથવા આગળ ચલાવનાર.)
દત્તકપુત્ર=કરી લીધેલો છોકરો
વિલંબ=વાર
પ્રાત:કાળે=સવારમાં
રાત્રિ સમય=રાતનો વખત
ઘોર બોલતી સંભળાઇ=નસકોરાં બોલતાં સંભળાયાં મતલબ કે ઉંઘી ગયેલાં જણાયાં
ખાતર=(સં) માટે; વાસ્તે (ખન્ ધાતુ=ખોદવું પરથી ખાતર)
ભવની ભાવટ=જન્મની પીડા (ભવ-ભૂત ધાતુ ઉપરથી)
ઉજમાળો=આનંદનો
વારસ=મુઆ પછી થનાર માલીક
બાધા=પ્રતિજ્ઞા

કોટી કરવી=કોટે બાઝવું
મસલત=ગોઠવણ
સામગ્રી=જોઇતી ચીજો
નૈવેદ્ય=દેવને ધરાવવાને ખોરાક
બહુ તન્તવો બલવન્ત=ઘણાં તાંતણા બળવાન હોય છે, એ પ્રમાણે વાણીઆએ સ્ત્રીને (બૈરીને) સમજાવી કે એની આજુબાજુ ખૂબ તાંતણા વીંટજે
તદબીર=યુકિત

પાઠ ૨૩.

મૂળસ્થિતિ=અસલ સ્વરૂપ; પહેલાની સ્થિતિ
રૂપાંતર=રૂપમાં ફેરફાર (રૂપ+અંતર)
કમાવે છે=પકવે છે; તૈયાર કરે છે.
બહુધા=ઘણું કરીને
યોજના=ઘડી કાઢેલો ખરડો
હથોટીવાળા=જેનો હાથ બેસી ગયેલો હોય તેવા; ચાલાક; ચપળ
મન પર લે=ધારે; વિચારે

પાઠ ૨૪.

વનવર્ણન=જંગલમાં બનતા બનાવોનું વર્ણન ( વન+વર્ણન )
નકીબ=નેકીદાર; ચોપદાર
સંધુ=બધું
વર્ણું=વર્ણન કરૂં
વૃક્ષાદિઓ=ઝાડ વગેરે ( વૃક્ષ+આદિઓ=બીજાઓ )
સ્વસ્તિ=કલ્યાણકારક
ઘોર=અંધરાએલું; ભયંકર
ગરજનથકી=ગર્જનાથી
વ્યાઘ્રો=વાઘો
તડુકે=ગુસ્સામાં મોટી ચીસ પાડે
ત્રાસે=બીએ
પ્રવાસી=મુસાફર
લવ=લગાર; જરા
ઉત્પાત=તોફાન; ધાંધલ
ચિંતન=સ્મરણ; ધ્યાન
સચ્ચિદાનંદ=હંમેશ જ્ઞાન અને આનંદ આપનાર ( સત્+ચિત્+આનંદ )
અજ્ઞ=અજ્ઞાન; અજાણ્યા
સુજ્ઞ=સારા જાણીતા
રંગ=મજા; ગમત
વીજો=વીજળીઓ
કરાળ=ભયંકર; બિહામણો

ઓથો=સહાય; બચવાનું ઠેકાણું
સરવર=સરોવર ( સર+વર=મોટું )
તટે=કિનારે
મરાળ=રાતા પગ તથા રાતી ચાંચ-વાળો હંસ
પ્હાડે=પહાડપર
દાદુરો=દેડકાં
પય પય=પાણી પાણી
આકળા=ગાભરા
ચાતક=પપૈયા
કુંજમાંહે=ગલીઓમાં
અન્ય=બીજા
રંગ=મજા
નચિંતો=ચિંતા વગર
જંગાલી=જંગાલ; તાંબાના કાટના રંગના; (સહેજ ભુરા અને ઘણા લાલ)
અભ્ર=વાદળાં
ધૂમગોટો=ધુમાડાનો ગોટો
નભ=આકાશ

**સમજુતી**—સિપાઇ રૂપી કાગડાઓ કહે છે કે (મેઘરાજા પધારવાની) તૈયારી છે માટે ચુપ ચુપ મુગા રહો. પવન હાલતો નથી અને બધું સારૂં શાંત ગંભીર જણાય છે, એની શોભા હું શી કહી શકું! [.એટલામાં તો મેઘરાજા પધાર્યા (ઝીણાં ઝીણાં ફોરાં પડવા માંડયાં) તેથી ઝાડ વગેરેએ હરખથી નમીને કલ્યાણુકારક શબ્દો ઉચાર્યા. (૧) ટીપ—સભામાં કોઇ રાજા કે મોટા અધિકારી આવવાના હોય છે, તેમની આવવાની તૈયારી થઈ રહી હોય છે, ત્યારે નેકીદાર–સિપાઇ સૌને મુગા રહો, મુગા રહો, એમ કહે છે. તેથી પછી કોઇ બોલતું નથી, રાજા પધારે છે, કે સભાના બેસનારાઓ હરખથી નમન કરીને કલ્યાણકારક શબ્દો ઉચારે છે. આ કવિતામાં કવિએ ચોમાસાની ઋતુમાં વનનું વર્ણન વર્ણવેલું છે. તેથી નીચે મુજબ રચના મળી છે.

વન એ કચેરી; ઝાડ, પશુ, પક્ષી વગેરે સભામાં બેસનાર; મેઘ એ રાજા; કાગડા વગેરે પક્ષીઓ તે સિપાઇ; (ઘણી વખત એવું જોવામાં આવે છે કે વરસાદ આવવા પહેલાં પવન બંધ થઇ જાય છે. ઝાડ હાલતાં નથી. પક્ષી બોલતાં નથી, ને શૂન્યકારક જેવું રહે છે. પણ વચમાં વચમાં કાગડાઓ બોલતાં હોય છે. એ બોલ્યા વગર રહેતા નથી માટે એ નકીબ. (રાજા પધારે ત્યારે બધું શાંત હોય પણ નેકીદાર નેકી પોકારે છે મતલબ કે તેને બોલાવાની છૂટ હોય છે, અને શાંત રાખવા ખાતર સિપાઇઓને પણ બોલવાની છૂટ હોય છે, તેમ કાગડાઓ કરે છે માટે તે નકીબ.) પછી છાપટું આવ્યું કે પવન છૂટે છે, ઝાડો ડોલવા માંડે છે, અને ઝાડની પાર પવન આવતાં સુસવાટાં સંભળાય છે તે જાણે સિંહ વગેરે પ્રાણીઓ ગર્જના કરે છે તેમ અવાજ કરતાં હોય તેમ જણાય છે.

આ ઠેકાણે સિપાઇરૂપી કાગડાઓ કહે છે કે (મેઘરાજા પધારવાની તૈયારી છે માટે ચુપ ચુપ (ચુપ રહો) પવન હાલતો નથી. ઝાડ ડોલે છે તે જાણે નમન કરે છે અને ઝાડ તથા પ્રાણી શબ્દ કરે છે તે જાણે સ્વસ્તિ બોલતાં હોયની તેમ લાગે છે. (૧) ઘણા જોરથી કેવો ઠંડો પવન આવે છે! અને જો ઘણી ઝડપથી આ કાળી વાદળીઓ પેલી આવી, અહા! ઘણું અંધરાએલું આકાશ કેવું પડું પડું કરી રહ્યું છે! ઓહો! (વરસાદ) મોટી ધારે આવ્યો અને ખૂબ તૂટી પડયો. (૨) ચારે બાજુએ વીજળી ઉપરા ઉપરી ચમકારા કરે છે, અને વળી ગર્જનાથી આખું જંગલ ગાજી રહે છે. વાઘ અને સિંહો ક્રોધથી મોટો સાદ કાઢે છે (વરસાદની ગર્જના સાંભળીને તેઓ એમ ધારે છે કે વનમાં અમારા કરતાં વધારે ગર્જના કરનારો વળી આ બીજો કોણ આવ્યો એમ સમજી વધારે વધારે તડુકે છે) મોટાં ઝાડ પવનથી પડી જાય છે,

જે મુસાફર પહેલ વહેલો નીકળ્યો હોય (જેણે જંગલમાં આવા બનાવ જોયા ન હોય) તે આ જોતાં બી મરે છે. ( ૩ ) મારા જેવા બીજા, અને જોગીઓ કે જેમને દુઃખ પડેલાં તેઓ જંગલમાં આવા ઘેલાઇ જેવાં તોફાન જોઇને લગારે બીએ નહિ, પણ જોગીઓ હર્ષથી પ્રભુ ધ્યાન ધરે છે. જ્ઞાની માણસો ( આનંદથી ) તે ખેલ જુએ છે, અને અજ્ઞાની ( અતિ દુઃખથી કંટાળીને ) મરણ ઇચ્છે છે. આ કડીમાં કવિએ પોતાના સંબંધની કેટલીક હકીકત જણાવી છે તે એ કે મારા જેવા બીજા દુઃખી લખ્યા છે તેનું કારણ કે કવિને કોઇ વખતે પૈસા સંબંધી ઘણી ગભરામણ થતી, તેથી કહે છે કે એવા તોફાનમાં જોગી અને મારા જેવા જ્ઞાનીને શૂર ચઢે છે, અને તેઓ પ્રભુ સ્મરણ કરે છે, પણ જેઓ જ્ઞાની નથી તેઓ તો અતિ દુઃખથી કંટાળીને મરણ ઇચ્છે છે, પણ સમજુ માણસો તો દુનિયાના ઢંગ જોઇને પછી કુદરતના રંગ જુએ છે, ને પછી ઈશ્વર સ્તુતિ કરે છે. ( ૪ ) વરસાદની ગર્જનાના આ ભડાકા અને કડાકા ગડગડીને ચાલ્યા જાય છે. વીજળીઓ ચમકે છે. ખુબ પાણી પડે છે. વાયુના સુસવાટા થાય છે. તડતડ કરીને વાંસ ફૂટે છે (ચોમાસામાં જમીનમાંથી વાંસના ફણગા ફૂટે છે તે વખત તડાક તડાક એવા અવાજ થાય છે, તેનો એકદમ ફણગો નીકળે છે માટે વાંસના ઝાડ તળે કોઈ સૂઇ રહેતું નથી. સૂઇ રહે તો જમીનમાંથી નીકળતો ફણગો એકદમ શરીરમાં ઘોંચાય છે ) જેથી જંગલ બિહામણું થઇ રહે અને તળાવ કાંઠે ( વરસાદના ઝપાટાથી ) બચવાનું ઠેકાણું નહિ હોવાથી હંસ બૂમો પાડે છે. ( એમ કહેવામાં આવે છે કે મને ઓથો કરો એટલે આડું કંઇક ધરો એવા અર્થમાં ઓથો શબ્દ કવિએ વાપરેલો છે. (ઓથો=આધાર) (૫) પહાડ ઉપર મોર તણીને ટૌકા કરીને થન થન

નાચે છે. આંબાની ડાળ ઉપર કોયલ ટહુકા કરે છે. તળાવમાં દેડકાં બોલે છે ને કૂદે છે અને પાંણી વિના અકળાયલા ચાતક પક્ષીઓ પાણી પાણી કરે છે. (૬) ટીપ–ચાતક પક્ષીને માટે એમ કહેવાય છે કે તે વરસાદના પાણી સિવાય બીજું કાંઇ પીતો નથી. ચોમાસાના સ્વાતિ નક્ષત્રના પાણી સિવાય એની તરસ છીપતી નથી, તેથી તે હંમેશનો તરસ્યો કહેવાય છે. કેટલાક કહે છે કે એને ગળે કાણું છે તેથી પાણી પીવાતું નથી માત્ર વરસાદનું પાણી પડે તેજ તેના પેટમાં જાય છે. તે વરસાદનું પાણી ઝંખે છે તે જેમ વિરહિણી પોતાના ધણીને પિયુ પિયુ કરી ઝંખતી હોય તેમ તે પિયુ પિયુ (પયપય) કરે છે. આકળા કહેવાનું કારણ કે પ્રથમ પાણી ન મળેલું તેથી આકળા અને મળ્યા પછી પણ ફરીથી ચોમાસા સિવાય "મળવાનું નથી એ વિચારથી જેટલું પિવાય તેટલું પી લેવામાં ધરાયલા. તોપણ આકળા તેથી સારી પેઠે. વરસાદ પડ્યા પછી પણ તેનાથી પય પય (પિયુ પિયુ) બોલી જવાય છે. વનની બધી ગલીઓમાં (ઉપર છાયા જેવું અને નીચે રસ્તા પાડેલ તેમાં) પાણી પાણી થઇ રહે છે. પહાડી–પત્થરાળ જમીન બરાબર ધોવાઇને ચકચક થઇ રહે છે. પછી ત્યાં ઠંડી અને સારી માફક આવે તેવી હવા કાદવ કચરો કોહોવાણ વગેરે ધોવાઇ જવાથી થઇ રહે છે. અને સારા હવા પાણીથી રોગી માણસોના રોગ (મટી) જાય છે. (૭) બીજા માણસો કરતાં ગરમી ને ઠંડી ઓછી લાગે છે. એવા ખેડુ લોકો શરીર પલળેલું છતાં ખેતરમાં કામ કરે છે. અહા! બહુ નવા નવા રંગના જીવજંતુઓ જોતાં મારો જીવ (આવી) સમજણથી રાજી અને ચિંતા વગરનો થાય છે.) (બીજાનું દુઃખ જોવાથી અને ઇશ્વર સંબંધી જ્ઞાન થવાથી પોતાનું દુઃખ ઓછું થાય છે.) (૮) છેક જંગલી રંગના લીલા (સહેજ ભુરા

અને ઘણા લીલા ) પહાડો બહુ સુંદર લાગે છે, ધુમસથી કોઇ ભુરા અને કોઇ ઓછા લીલા રંગના (જણાય છે) પર્વત ઉપર ચડીને ઉંચે જોઉં તો વાદળાં તરેહ તરેહના આકારનાં ( તરતા દેખાય છે એટલે કોઇ ઝાડ જેવા, કોઇ પશુ જેવાં, કોઇ પક્ષી જેવાં વગેરે ) છે અને નીચે જોઉં તો જુદી જુદી જાતનાં ઝાડ ખૂબ ખીલ્યાં છે. (૯) બહુ પવનથી ઉંચેથી આડો જતો મેઘ જોઇએ તો ધૂળ ઊડી રહેલા હોય અથવા ધુમાડાનો ગોટો હોય એવું જણાય છે. દરીઓ, પર્વત, ઝાડ, આકાશ એ બધા એકજ રંગના થઇ રહ્યા છે. માટી રાતી અને ભીની ભીની તથા ઘાસ લીલા અને ભીનાં થઈ રહ્યાં છે. (૧૦)

## પાઠ ૨૫.

વાસના=મનમાં રહેલી સૂક્ષ્મ ઇચ્છા
અંકુર=ફણગો
અનુકૂળ=લાયક (અનુ+કૂળ)= કિનારો)= મળતું આવવું તે
પ્રબળ=જોરાવર (પ્ર+બળ)
ઇચ્છાશક્તિ=મન
મહાશક્તિ=મોટી શક્તિ (મહા+શક્તિ)
જાદે=વધારે
મહા પ્રયાસ=મોટી મહેનત ( મહા=મોટું +પ્ર=ઉપસર્ગ+યાસ યા ધાતુ પરથી)
ઉપરાંત=વિશેષ
ઝાંઝવાનું જળ=મૃગજળ; કાલ્પનિક જળ; ખારી જમીનમાં તાપને લીધે જણાય છે તે
અગાધ (સં) ઘણીજ (અ=નહિ+ગાધ =છાછરૂ) છાછરૂં નહિ તે
લાગ=દાવ
પર્યંત=છેડા સુધી (પરિ=સુધી+અંત= છેડો)
જન કલ્યાણ=માણસોનું ભલું
પ્રશંસા=વખાણ; તારીફ (પ્ર+શંસ ધાતુ=વખાણ)
અસહ્ય=સહન ન થઇ શકે એવું (અ+સહ્ય સંસ્કૃત સહ=સહન કરવું)
સુમાર્ગ=સારો રસ્તો (સુ+માર્ગ)

## પાઠ ૨૬.

સામ્રાજ્ય=મહા રાજ્ય; બળવાન રાજ્ય

ભવ્ય=ભપકાદાર

પુરોહિત=ગોર; રજવાડામાં આગળ પડતું કામકાજ કરનાર

નિરીક્ષા=(સં) બારીકીથી જોવું તે (નિર્+ઇક્ષ=જોવું)

લેખનપદ્ધતિ=લખવાની રીત; લખવાની શૈલી (લિખ ધાતુ=લખવું)

લહીઆ=લખનાર (સંસ્કૃત લેખક)

વિકરાળ=ભયંકર

નિર્દય=દયા વગરના; ક્રુર; ઘાતકી (નિર્=નહિ+દય=દયા)

આશુરી = સિરિઆ કે અરશારના વતનીઓ

સૈનિક=લશ્કરમાં જવાવાળો (સેના =લશ્કર+ઇક=વાળો)

ભૂમધ્ય=જુની દુનિયા એટલે એશિયા, યુરોપ અને આફ્રિકાની વચ્ચે આવેલો. (ભૂ=પૃથ્વી+મધ્ય=વચ્ચે) =પૃથ્વીની વચ્ચે આવેલો

દરીએ ખેડવો=દરીઆમાં લાંબી લાંબી મુસાફરી એટલે સફરો કરવી તે

આરાધના=(સં) ભજન; સ્તુતિ (આ+રાધ=પ્રસન્ન કરવું+અન+આ)

સ્વતંત્ર=(સં) મરજી મુજબ ચાલનાર (સ્વ=પોતાનું+તંત્ર=રાજ) જેને પોતાનુંજ રાજ છે તે

ધીટપણું=મજબુતપણું

શુરાતન=જોસ્સો; જવાંમર્દાઈ

## પાઠ ૨૭.

વાયુપુત્ર=વાયુનો છોકરો; હનુમાન

બળનિધાન=બહુ બળવાન (બળ+નિ=ધા=મૂકવું. બળ મુકેલું છે એટલે રહેલું છે એવો) બળના સ્થાનરૂપ. બહુ બળવાનને માટે એ શબ્દ વપરાય છે.

રૂદ્રમાળ=મહાદેવનાં દહેરાંની હારની હાર છે એવું સ્થાન (રૂદ્ર=મહાદેવ +માળ=માળા;)

ઉપનામ=બીજું નામ; નાનું નામ (ઉપ=પાસે; નાનું; બીજું+નામ)

પરાક્રમ=સામર્થ્ય (પરા=ઉલટું+ક્રમ ઓળંગવું) ઓળંગવાથી ઉલટું; નહિ ઓળંગાય એવું.

શત્રુના વાજાં આવી અહીંઆ ગગડશે=શત્રુઓ રૂદ્રમાળ ઉપર ચઢી આવશે. વાજાં ગગડવાનું કારણ લશ્કરને શૂરાતન ચઢવવાનું છે.

ભસ્મ=રાખ
હનુમાન=વાંદરો; દાઢીવાળો (હનુ=દાઢી+માન=વાળો)
આલસ્ય=(સ) આળસ
દૈત્ય=રાક્ષસ; કશ્યપ પ્રજાપતિને દિતિ નામની સ્ત્રીથી થએલા પુત્રો
કાં=શા માટે
નિર્ધાર=નિશ્ચય; (નિર્ ઉપસર્ગ=ધા સંસ્કૃત ધાતુ=ધારણ કરવું) નક્કી કરવું તે; નક્કીપણું
મંત્રેશ્વર=સર્વ પ્રધાનોમાં મોટો; (મંત્ર=વિચાર કરવો+ઇશ્વર=મોટો વિચાર કરવામાં મોટો. વિચાર કરવો એ કામ રજવાડામાં પ્રધાનોનુંજ છે.)
અનિત્ય=(સં) હંમેશનું નહિ તે; (અ+નિત્ય=હંમેશ)
પૂર્ણિમા=જે તિથિએ માસ પુરો થાય તે તિથિ. ઉત્તર હિંદુસ્તાનમાં હજુ પણ પુનેમે મહીનો બદલાય છે. (સંસ્કૃત પૌર્ણમાસી ઉપરથી પૂર્ણિમા)
કળાહીન=તેજ વગરનો (કળા=તેજ; પ્રકાશ+હીન=વગરનો)
પ્રલય=મહાનાશ=(લી ધાતુ ઉપરથી લય=નાશ)
વિષ્ણુ=વ્યાપક ઇશ્વર; (વિષ્=વ્યાપવું+અણુ=કણ) જે કણે કણમાં વ્યાપી રહેલો છે તે
કામ=સ્ત્રી પુરુષમાં પરસ્પર પ્રેમ ઉત્પન્ન કરાવી સંભોગ કરાવનારો દેવ
પામર=ગરીબ; હલકાં; ક્ષુદ્ર
રાજપાટ=રાજગાદી (રાજ સંસ્કૃત પરથી રાજ=પ્રકાશવું+પાટ=ગાદી)
દેવાલય=દહેરાં (દેવ+આલય=ઠેકાણું) દેવોને રહેવાની જગ્યા.
જ્ઞાનવાર્તા=જ્ઞાનની વાત; સમજવા યોગ્ય વાત (જ્ઞાન+વાર્તા)
આખરનો વિચાર=છેવટનો વિચાર
શીદ=શા માટે
યાવદ્યચંદ્ર દિવાકરો=જ્યાં સુધી ચંદ્ર સૂર્ય તપે ત્યાં સુધી; (યાવત્=જ્યાં સુધી+ચંદ્ર+દિવાકર=સૂર્ય) ચંદ્ર અને દિવાકરનો સંસ્કૃત નિયમે દ્વંદ્વ સમાસ થઇ ચંદ્ર દિવાકરૌ થએલું છે, અને તેને યાવત્ અવ્યય

લાગવાથી આખો સમાસ અવ્યયી ભાવ થઇ ગયેલો છે. )
કારમું=નવાઇ ઉપજાવે એવું
શિલાદિત્ય=સૂર્યે જેને પત્થર આપેલો છે એવો; (શિલા=પત્થર+આદિત્ય =આદિતિના પુત્ર; સૂર્ય)
ઉદય પામી શૂન્યમાં મળ્યા હશે= ચઢતીમાં આવી પડતી સ્થિતિએ પહોંચ્યા હશે. ( શૂન્ય = કાંઈ નહિ એવી સ્થિતિ+લય )
નિર્મૂળ=વંશજ વગરનો (નિર્=નહિ +મૂળ=મૂળીઉં ) મૂળીઆં વગરનો; મૂળ હોય તો ઝાડ થાય
સોલંકી=સૂર્યને આપવાની અંજલી-માંથી જે વીર પેદા થયો હોય તેના વંશજ. ચૌલુક્ય ઉપરથી ચનો શ થઇ સ થયો છે
ચૌલુક્ય=ચુલુક્ય=અંજલી)
મૂર્તિકાર=પ્રતિમા બનાવનાર (મૂર્તિ= પ્રતિમા+સંસ્કૃત કૃ ધાતુપરથી કાર +કરનાર)=પ્રતિમાને કરનાર
સિદ્ધરાજ=જેણે સર્વ વાત સિદ્ધ કરેલી છે એવો રાજા (સિદ્ધ=નક્કી; પ્રાપ્ત) અત્રે સિદ્ધરાજ વિશેષ નામ છે.
આજ મારે ને કાલ તારે=આજે મારી આવી દશા છે તો કાલે તારી પણ એવી દશા થશે. (કારણ કે દૈવનું કારમું ચક્ર નિરંતર ફર્યાં કરે છે; તડકો ને છાંયડો ફેરવાયા કરે છે.)
પૃથ્વીપતિ=રાજા (પૃથ્વી=દેવ; જમીન +પતિ=ધણી)=દેશનો ધણી.
ક્ષત્રિવીર્ય =ક્ષતિપણું (ક્ષત્રિ+વીર્ય= બળ; તેજ )

સેવા એ હલકી તો છેજ કારણ કે કહેલું છે, કે "ઉત્તમ ખેતી, મધ્યમ વ્યાપાર, કનિષ્ઠ ચાકરી." માટે ચાકરીને હલકી કહેલી છે. પણ આપની સેવા કરવી એ હલકું કામ નથી, કારણ મોટા મોટા રાજાઓના કુંવરો પણ આપના લશ્કરમાં છે, નોકરી હલકી તો છેજ. એ ઉપરથી પોતે નોકરીની કિંમત સમજે છે, એમ બતાવે છે. પણ મહારાજની સેવા એટલી બધી હલકી નથી માટે સેવા ( નોકરી )ની માગણી કરે છે.

આરસ=આરસપહાણના પત્થર
ગણિકાગૃહ=ગણિકાનું ઘર; વેશ્યાનું ઘર. (ગણિકા=નર્તકી+ગૃહ=ઘર )
ધામ=ઠેકાણાં
સંપત્તિ=દ્રવ્ય
પ્રાપ્તિ=પેદાસ
યુવાઋતુ=જુવાનીનો કાળ ( યુવા=જુવાની+ઋતુ=કાળ )
અફળ=નિરર્થક ( અ+ફળ )
જામે=થાય
અલાભ=ગેરલાભ ( અ+લાભ )
ઉંબર=ઉંબરો; બારણાનો ઉમરો
ગ્રામે=ગામમાં
ઋણ=દેવું
વંશપરંપરા=પેઢીધર પેઢી; છોકરાંના છોકરાંને પહોંચે ત્યાં સુધી (વંશ+પરંપરા=હારની હાર )
ઉપભોગ=ભોગવટો
બાળક તે બાળકજ દીસે છે= મતલબ કે વ્યવહારમાં કઇ રીતે ફાયદો થાય છે, તે જેમ બાળક સમજી શકતું નથી, તેમ તું પણ બાળક હોવાથી સમજી શકતો નથી. અર્થાત્ તને વ્યવહારૂ જ્ઞાન નથી.
કૃપાનિધાર=મહેરબાનીનાં ઠેકાણાં રૂપ; મહેરબાનીનો ભંડાર
દૈવ=નરીબ
વિજયયાત્રા=વિજય મેળવવા માટે દેશે દેશ ફરવું તે
વિરલા=કોઇએક
વિખ્યાત=પ્રખ્યાત
દેશવટો=પરદેશમાં પ્રવાસ કર્યા કરવો તે
અધર્મ=અન્યાય; ધર્મ નહિ તે
ભંડારી=ભંડારીનો ઉપરી; ત્રિજોરીનો ઉપરી; ( સંસ્કૃત ભાન્ડાગાર )
સુભટ્ટ = સારા યોદ્ધા ( સુ=સારા+ભટ=યોદ્ધા )
નવલ ગ્રંથાવલી=નવલરામના બનાવેલા ગ્રંથોની આવલી-હાર નવલરામની કવિતાઓનો સંગ્રહ કરેલો હોય એવું પુસ્તક ( નવલ =નવલરામ+ગ્રંથ+આવળી=હાર )

**સમજુતી**—ચતુર પુરૂષ અને આરસના પત્થરને ભાર પ્રમાણે તોળીને વેચાય નહિ, મતલબ કે બીજી વસ્તુઓની કિંમત જેમ વજન

પરથી નક્કી કરાય છે, તેમ આ બે વસ્તુની કિંમત કરાય નહિ. માણસ શરીરે દુબળો હોય પણ અટંકી હોય, આરસનો કકડો નાનો હોય પણ તે એકજ હોય. આવી રીતે હોવાથી ઉપરની કડી કહેલી છે. જેમ જેમ તે દૂર બીજે દેશ જાય છે, તેમ તેમ વધારે મૂલ્ય આવે છે. મતલબ કે કોઇ માણસ પોતાના દેશમાં ઘણી પ્રખ્યાતિ પામતો નથી, પીર પોતાના વતનમાં પૂજાતોજ નથી ઇત્યાદિ.

શાસ્ત્રનો અભ્યાસ કરવો, વિદ્વાનોનો ઘણો સમાગમ રાખવો ગામે ગામ મુસાફરી કરવી, રાજાની સભામાં બેસવું, ગણિકાને ઘેર જવું, એ પાંચે લક્ષણ ચતુરાઈના ધામ (ઠેકાણાં) છે. અર્થાત્ મનુષ્યને ચતુરાઇ મેળવવાનાં સ્થળ પણ એજ છે.

જે માણસે મુસાફરી કરીને પૈસાની પ્રાપ્તિ કરી નહિ, તે મૂર્ખ માણસના યુવાનપણાને ધિક્કાર છે; ફરી કદાપિ પ્રાપ્ત ન થાય એવો તેનો જુવાનીનો વખત નકામો ગયો.

જો માણસ ગામમાં પોતાનો ઉમરો ઝાલીને બેસી રહે તો ત્રણ ગેર-લાભ થાય. (૧) લુગડાં ફાટે. (૨) દેવું વધે, (૩) આબરૂ કદાપિ મેળવે નહિ.

## પાઠ ૨૮.

ટીપઃ-જંગલમાં દમયંતીનો ત્યાગ કર્યા પછી નળરાજા વિરહ દુઃખથી ઉન્મત્ત થઈ જાય છે; તે પ્રસંગના તેના વિલાપનું વર્ણન છે.

નળ=દ્વાપરના અંતમાં થયેલા સૂર્યવંશી રાજા; નિષધ દેશના વીરસેનના પુત્ર. (એ સ્વરૂપે સુંદર, શાસ્ત્રજ્ઞાતા, ધનુર્વેદ નિપુણ ને પુણ્યશીલ હતા.)

કર્કોટક=પાતાળનો એક નાગ ( એક પ્રસંગે સપ્ત ઋષિના શ્રાપથી એ પૃથ્વી ઉપર બળતો હતો, એવામાં નળ રાજા વનવાસ નીકળ્યા હતા તેમણે તેને દીઠો ને કાઢયો એ ઉપકારને બદલે કર્કોટકે તેમને ડંખ

દીધો જેથી નળનું રૂપ કદરૂપું થયું. નળે એમ કરવાનું કારણ પૂછવાથી નાગે કહ્યું કે તમારે ત્રણ સંવત્સર છુપા રહેવું છે; માટે મેં ડંખ દઈ તમારૂં કદરૂપું રૂપ કર્યું છે. પછી નાગે ત્રણ વસ્ત્ર આપી રાજાને કહ્યું કે આ પહેરવાથી તમારૂં રૂપ હતું તેવું થશે.)

નયણે=આંખે

વિલાપ=રડતાં રડતાં દુઃખ કહી બતાવવું તે;

વ્યાકુળ=અશાંત; ગભરાએલું; બેબાકળું

અવનિ=પૃથ્વી

વૈદર્ભી=વિદર્ભ દેશના રાજા ભીમકની છોકરી; દમયંતી

વામા=સ્ત્રી (ડાબા અંગની અધિકારી)

રામા=સ્ત્રી (રમત=ક્રીડામાં સુની આપનાર)

અવધ્ય=અવધિ; હદ

કોકીલાસ્વરી=કોયલના જેવા મધુર કંઠવાળી

ઉપન્યો=ઉપજ્યો

વીખવાદ=ટંટો; બોલવામાં ઝેર

સાદ=ઘાંટો

વિશ્વમોહિની=જગતને મોહ પમાડનાર

સૃષ્ટિ દોહિની = આખી સૃષ્ટિના દોહનના સારરૂપ

સુંદરી=સુંદર સ્ત્રી; રૂપવંતી નારી

વિરહિણી=વિખુટી પડેલી

વલ્લભ=વહાલામાં વહાલો; ધણી

દુર્લભ=જેનું મળવું કઠણ થઈ પડયું છે એવું

પિયુના પ્રાણ=ધણીના જીવરૂપ

વાટ=રસ્તો; માર્ગ

ધર્ણના ચર્ણ ભુસ્યાં=પૃથ્વી પર પડેલાં પગલાં ભુસી નાખ્યાં

નિરવાટ=કોઇ આવ્યું ગયું ન હોય એવો રસ્તો

રૂએ=રડે

હૃદય ફાટ=છાતીફાટ

મોહધારણ=મોહનેરાખનાર

કર્મ ધારણ=કર્મ શાથી થયું તે

ભુજ=હાથ

લલાટે=કપાળે

વિલપે=રડે

કલ્પે=કલ્પાંત કરે

કુબુધ=નઠારી બુદ્ધિ
છેહ=દગો
દારૂણ=ભયંકર
સ્યામા=સ્ત્રી (કાળા રંગ વાળી
અહીંના=સિંહના
સદ=તરત; સદ્ય
દોહેલે=મુશ્કેલીથી
ગજગામી=સ્ત્રી (હાથીની પેઠે ચાલનાર)
નિરમુખ=પાછા; વીલે મોઢે
ગાઢો=જાડો
લોહ=લુછી નાખ
સ્વરે ધાયો=અવાજની દિશા તરફ દોડયો.
દવાડા=દવ; જંગલમાં લાગેલી આગ
વ્યાળ=નાગ; સાપ
દયાસિંધુ=દયાના સાગર
દીનબંધુ=ગરીબના બેલી
વહ્નિ=અગ્નિ
પ્રાણદાન=જીવતદાન
જોજન=ચાર ગાઉ
શાંતિ પામ્યો=સુખ પામ્યો; શાંતિમળી
પુણ્યશ્લોક=જેનું નામ દેવાથી પવિત્ર થવાય છે એવા; નળરાજા. (યુધિષ્ઠિર પણ પુણ્યશ્લોક કહેવાતા હતા)
વિપ્રવાચા=(વિપ્ર=બ્રાહ્મણ+વાચા=વચન) બ્રાહ્મણનું વચન
વૈદર્ભીકાંત=દમયંતીનો પતિ
દાઝ્યો=દાઝયો

## પાઠ ૨૮. નળનો વિલાપ અને કર્કોટક નાગ.

**સમજુતી**—નળરાજા આંખોમાં આંસુ લાવીને અનેક તરેહથી દુ:ખના પોકાર કરે છે, અને પોતાનું ગભરાએલું શરીર ભોંયપર પછાડે છે. ગરીબ વૈદર્ભી રાણી એકલી વનમાં બીશે ને ફાટી મરશે; તેથી જીવ્યાની હદ ટળી ગઈ છે. કોયલના જેવા મીઠા સ્વરવાળી એ સ્ત્રી ફરી નહિ મળે. એની સાથે તકરાર શા માટે થઇ? મનને ગમી રહેલી દમયંતી બોલ. એમ નળે ધાંટો પાડવા માંડયો હે! જગતને મોહ પમાડનાર, ચતુર, વિશ્વના સાર રૂપ સુંદરી, ધણીથી વિખુટી પડેલી જેનું દર્શન દુર્લભ છે એવી, પતિના પ્રાણરૂપ (જેના વડે ધણી જીવે છે એવી

દમયંતી તું બોલ. વનમાં ફરતો અને રડતો આવ્યાનો રસ્તો જોવા ગયો; પણ કળિયુગે ભોંયરાપરના પગલાં ભૂસી નાખીને જંગલ આવવા જવાના રસ્તા વગરનું બનાવી દીધું. નળરાજા વડની ડાળે વળગ્યો.ને છાટીફાટ રડવા લાગ્યો, મોહ રાખનારને એ કામ શાથી થયું તે કારણે કપાળે હાથ દઈને કહે છે. રાજા ઘણો વિલાપ અને કલ્પાંત કરે છે, અને તેનું સુખ તથા પ્રેમ સંભારે છે; કે મનને નબળી બુદ્ધિ સૂઝી તેથી અન્યાયે તેને દગો દીધો. જંગલની હદ બિહામણી છે, તેમાં અજગર, વાઘ, વરૂ ને નાગ છે, મોટા મોટા કરાડા અને કોતરો જોઈને તથા સિંહની ગર્જના સાંભળીને એ સ્ત્રી તરત ફાટી મરશે. મહામુશ્કેલીથી એ ગજગામીની મળી, અને દેવતા પણ વીલે મોઢે પાછા ગયા, તે વખતનો સ્વયંવરનો બધો સંઘાત આ વાત સાંભળીને સુખ પામશે. રાજા રડે છે તેની આંખો કોણ લૂછે? એવામાં એક જાડો અવાજ સાંભળ્યો. હે રાજા પ્રેમનાં આંસુ લૂછી નાખ, ને મને મુકાવ, અને આ બળી મરતાને બહાર કાઢ. એ વાણી સાંભળીને જાણ્યું કે રાણી છે; ને એનો રડી રડીને ઘાંટો બેસી ગયો છે. હરખથી ખુશી થઈને વીરસેનનો કુંવર (નળરાજા) અવાજ આવતો હતો તે તરફ દોડયો દવ બળે છે તેમાં મોટો નાગ તફડે છે, ને બરાડા પાડે છે, ને કહે છે કે દયાના સાગર, ગરીબના બેલી, નળરાજા મને કાઢ અગ્નિ દેવના વરદાનને લીધે નળ ન દાઝતાં પાસે ગયો, ત્યારે નાગે નમસ્કાર કર્યા ને કહ્યું કે હે ગુણવાન રાજા ! મને પ્રાણદાન આપી જીવાડ. હું પણ તારાપર ઉપકાર કરીશ. જેની એક જોજન જેટલી દેહ હતી, એવા એ નાગના ઝેરથી ન બીતાં લીધો, અને ખાંધપર ચઢાવી દવથી બહાર લાવીને મૂકયો; તેથી તેના જીવને શાંતિ (સુખ) પામ્યો. નાગ કહે છે કે તમેજ પુણ્યશ્લોક છો. મને બ્રાહ્મણનો શાપ હતો. તે મુજબ નળરાજા

મળ્યા. નળ પૂછે છે કે આટલો બધો કેમ દાઝયો. તે મને માંડીને વાત કહે. તારી હકીકત કહે કે ભાઇ તું કોણ છે? કારણ કે તું બહુ દુઃખ પામ્યો છે. નાગ કહે છે રાજા સાંભળો મને ઋષિનો શાપ થયો હતો.

## પાઠ ૨૯.

ધાટ=ઓવારો
વીર=બહાદુર
વિધવા=ધણી વગરની; રાંડેલી (વિ=નથી+ધવ=ધણી)=જેનો ધણી નથી તે
રાજ્યસત્તા=રાજ્યની લગામ (રાજ્ય+સત્તા=હકુમત; લગામ)
વિઘ્ન=હરકત; અડચણ
ઉપદેશ=બોધ
મર્મ=ગુપ્ત વાત
કળી ગઇ=જાણી ગઇ
રાજ્યાસન=રાજગાદી(રાજ્ય+આસન)
સેનાધિપતિ=લશ્કરનો ઉપરી ( સેના=લશ્કર+આધ=મોટો+ પતિ=ધણી)
સ્તંભ=(સં) થાંભલો
ઉણી=ઓછી
સત્તાલોભી=સત્તા લોભ કરનાર; મારૂં બધે ચલણ થાય એવું ઇચ્છનાર
ઉછાંછળો=ઉદ્ધત; વગર વિચાર્યું કામ કરનાર
પ્રત્યક્ષ=ખુલ્લું; દેખીતું ( પ્રતિ=સામું+અક્ષ=આંખ)
દરમિઆન=મુદત
એકનિષ્ટ=એકમન
અવકાશ=વખત
રાજકીય=રાજ સંબંધી
પરરાજ્ય=બીજા રાજ્ય
કારકિર્દી=અમલ
નિષ્ફળ=નકામી ( નિષ્+ફળ=ફાયદો )
દાનકીર્તિ=દાન આપવાની આબરૂ; તેના જેવું દાન આપનાર કોઇ નહોતું એવી આબરૂ
દેવલોક પામી=ગુજરી ગઇ
નિરભિમાની=અહંકાર વગરની (નિર્+અભિમાન+ઇ)

## પાઠ ૩૦.

ભો=બીક (સંસ્કૃત ભય)
વળાવો=રક્ષણ માટે લીધેલો માણસ; ચોકીદાર

કર=(સં) વેરો; મહેસુલ; સંરક્ષણનું ભાડું
પ્રાપ્તિ=મળતર; પેદાસ
કંગાળ=પૈસા વગરના; ગરીબ
સંરક્ષણ=(સં) સારી રીતે સંભાળ રાખવી તે (સમ્)=સારી રીતે+રક્ષ =રક્ષણ કરવું+અન )
દશા=હાલ; સ્થિતિ
જામેલો=ફેલાયલો
જાનમાલ=( ફા ) જીવ અને માલ (જાન=જીવ+માલ)
ગુનેગાર (ફા) ગુનો કરનાર (સંસ્કૃત અપરાધી)
ન્યાયાધીશ=(સં) ઇન્સાફ કરનાર અધિકારી (ન્યાય+અધીશ=ધણી; ઉપરી)
અદાલત=(ફા) કચેરી; ઇન્સાફ કરવાની જગ્યા
અપરાધી=(સં) ગુનેગાર
તુરંગ=(પો) બંદીખાનું; કેદીઓને રાખવાની જગ્યા (સંસ્કૃત કારાગૃહ ઇંગ્રેજીમાં જેલ)
પગાર=( પો ) મહેનત બદલ દર મહીને કે અમુક મુદતે જે મળે તે
નેસ્તી=મોદી; સીધું વેચનાર
ભાડું=કોઇ પણ જગા કે પદાર્થ વાપરવાનો બદલો
મ્યુનિસિપાલિટિ=શહેર સુધરાઇ ખાતું
સલામતી=(અ) કાયમપણું
હિસ્સો=(આ) ભાગ
નિંદા=પાત્ર=બદબોઇ કરવા લાયક
આડકતરા કર=ઘી, ખાંડ, મીઠું કાપડ વગેરે ખાવા પીવાના અને ઓઢવા પહેરવાના કોઇ કોઇ પદાર્થોપર વેપારી પાસે જે કર લેવામાં આવે છે તે
ઘરાક=સોદો ખરીદનાર (સંસ્કૃત ગ્રાહક)

**સવાલ**—કર એટલે શું ? કર આપવાની જરૂર છે કે નહિ ? જો હોય તો તેનાં કારણ સમજાવો. કર આપવામાં આપણે લુચ્ચાઇ કરીએ તો તેથી બીજાને નુકસાન થાય કે નહિ તે સવિસ્તર સમજાવો. કરના કેટલા પ્રકાર છે ને તે કયા કયા ? સીધા કર અને આડકતરા કર એટલે શું તે સમજાવો.

## પાઠ ૩૧.

વર્ણવવામાં=વિગતવાર કહેવામાં
વ્યક્તિ=એક માણસ
આત્મસંયમ=મન પરનો અંકુશ
પૌષ્ટિક=બળ આપનાર
અવનતિ=પડતી
વિટંબણા=દુઃખ
છાકટા=ઘણું પીધેલા
વિપત્તિ=આપદા
માંદલાં=હંમેશ માંદા ને માંદા
અભિલાષા=ઇચ્છા; લોભ; તૃષ્ણા
સંભવ=આશા
આબાદી=ચઢતી
નાબુદ=નાશ
સામર્થ્ય=કામ કરવાની શક્તિ

**સવાલ**—માદક પદાર્થના સેવનની ટેવ પડતાં અટકાવવા અથવા તો તે છોડી દેવા માટેજ આત્મસંયમની જરૂર છે કે? આત્મસંયમની જરૂર કયા કયા કામ માટે છે? આપણા દેશમાં કેફી પદાર્થો પીનારામાં ઘણો ભાગ કોનો કોનો છે? પીનારાઓ પીવામાં ખરચાતા પૈસા બચાવી કયા કયા સારા કામમાં વાપરે તો લાભ થાય? હદપાર પીનારાની પડતીની નિશાની ગણાવો. કેફી માણસની બેદરકારીથી બીજાને નુકસાન થાય છે તેના દાખલા આપો. સારા શહેરીની શું ફરજ છે? આપણી શું ફરજ છે?

## પાઠ ૩૨.

હાલ=હાલત; દશા
સુનાની=સોનાની
મૂરત=દેખાવ; શીકલ
બેહાલ=(બે=ખરાબ+હાલ=હાલત) ખરાબ હાલત; પાયમાલી
સૂરત=દેખાવ; શોભા
બાંકી=ફાંકડી; રંગીલી
કુંદન=ચોકખું સોનું
કથિર=કલાઈ
કંચન મણિનો દેવ=(કંચન=સોનું +મણિ+દેવ) સોનાની મૂર્તિને મણિ જડેલાં એવો દેવ; બાજીરાવનો ગણપતિ
સુકુમારો=ઘણો નાજુક
ભડકે=આગમાં
નેનતણાં=આંખના
ઝળકાટ=ઝળકાટ

ફૂલાં=ફુલ; આંખમાં ફુલુ પડે છે તે
ઠાઠ=ભપકો; શોભા
કુવા=ખાડા
લાજે=શરમાય
ચાળા=નિશાની
અણિઆળું=પાણીદાર
ભાસે=દેખાય
નાક ગયું=આબરૂ ગઇ
નિરાશે=નાઉમેદે
ડરામણું=બિહામણું
ફારમું=સુંદર
ખમાં=(ખ=આકાશ+માં સાતમીનો પ્રત્યય) આકાશમાં
ધુપ=તાપ; તડકો
અમાવાસ્યાયે=અમાસે
સુરખી=તેજ; ભભક
દુઃખદા=(દુઃખ+દા=આપનાર) દુઃખ આપનાર
સહસ્ત્ર=હજાર
લિંગ=મહાદેવની મૂર્તિ
દેખાવ=શોભા
રાણીવાવ=મહારાણી મિનળદેવીએ બંધાવેલી વાવ

હાડ=હાંડકાં; તૂટેલા પત્થર
પુરાણુ=પુરાતનકાળની; પુરાણી
હાલ=દેદાર; સ્થિતિ
કુમારિકા સરિતા=સરસ્વતી નદી(એ નદી સમુદ્રને ન મળતાં કચ્છના રણમાં સમાઈ જતી હોવાથી કુમારિકા કહેવાય છે.)
લાડતી=ધાડ કરતી
વહી=જતી રહી
નદી સ્વરૂપે=નદીના સ્વરૂપની
સ્મિત કરી=હસીને
આલિંગન=ભેટવું
તુંપે=તને; તારા પ્રત્યે
સૂચવતી=જણાવતી
મનુજકૃતિ=માણસની કરેલી રચના ( ભગવાન મનુના નામપરથી માણસો –મનુજ મનુથી જન્મેલા કહેવાય છે )
ભુઝવતી=ભૂસી નાખતી
પ્રેમસરિતાપૂર=પ્રેમ રૂપી નદીની રેલનું પાણી
મદદ ભરીઓ=અહંકારથી ભરેલો

ટીપ—સુરત શહેર પહેલાં ઘણું મોટું, સુંદર અને વેપાર રોજગારમાં ચઢિયાતું સહેર હતું; પણ આગ, રેલ વગેરે કારણોથી હાલ પડતી સ્થિતિમાં આવી ગયું છે, તે હકીકત જણાવવાનો કવિનો હેતુ છે. આ કવિતામાં શહેરને એક સ્ત્રી કલ્પીને વર્ણન કર્યું છે તે, શહેરની જગા અને શહેરના લોકો બંનેને લાગુ પડે છે.

**સમજુતી**—સોનાની સીકલ જેવી હે સુરત ! પહેલાં સુરત ઘણું સુંદર શહેર હતું તેથી "સુરત સોનાની મૂરત" આ કહેવત લોકમાં ચાલે છે તારી આ શી દશા ! પૂરેપૂરી ખરાબ હાલત થઇ ગઇ. હે સુરત ! તારી સિકલ (ચહેરો) રડતી (નબળી) સ્થિતિમાં થઈ ગઈ છે. (૧) હે ફાંકડી સુરત ! તું હસી હસીને રડી (શોભામાં ચડી ગઇ અને પાછી પડતી થઇ ગઇ) અને ચડી ચડીને પડી (વેપાર વગેરેમાં ચડતી ગઇ અને હાલ ઓછા થઇ ગયાં) કુંદન જડી હોય તેવી દીપી રહી હતી તે હાલ કથિર કરતાં પણ ઝાંખી પડી ગઇ. (૨) રત્ન જડિત દેવ (બાજીરાવનો ગણપતિ) જેમ કડકે કડકે વેચાયો તેમ તારૂં કુમળું શરીર ભડકે (આફતથી લાગેલી લાહે) વહેંચાઇ ગયું. (૩) ટીપ—છેલ્લા બાજીરાવ પેશ્વા પાસે રત્ન જડિત સોનાનો ગણપતિ હતો. તે જ્યારે વેચવા કાઢયો ત્યારે કોઇ એક જણથી તેનું મૂલ આપી શકાયું નહિ, તેથી તેના કટકા કરી જુદા જુદા ગૃહસ્થોને વેચ્યા. તેમ હે સુરત તારો દેહ આફતોથી વહેંચાઇ ગયો એટલે કોઇ ક્યાં ને કોઇ ક્યાં જઇ રહ્યું.

આંખોના ચળકાટ તે કહાં ! અને આજે ફુલાં પડયાં તે કહાં ! (કેટલો બધો તફાવત ! ભરેલા ગાલની શોભા (ગઇ) અને ખાડા પડયા તો પણ ક્યાં લાજે છે ! (હજુ ખરાબી થતી જાય છે) મતલબ કે તારી શોભા જતી રહી છે. (૪) હોઠ જે લાલ હતા તે ફૂજે છે અને

ફીકા તથા કાળા પડી ગયા છે. હવે દાંત તણાવા લાગ્યા છે અને મરવાના ચાળા જણાય છે મતલબ કે છેક નબળી હાલતમાં જતી જણાય છે. (૫)

સારું અણિવાળું નાક ચાઠાથી બેસી ગએલું જણાય છે (નાક એ ચહેરાની ખૂબસુરતીનું એક કારણ છે હાલ લોકનાં નાક તો સારાં છે પણ નૂર વગરના હોવાથી જાણે ચાઠાથી બેસી ગએલાં હોય તેવાં દૂરથી જણાય છે. હાય (સુરતની) આબરૂ ગઇ (નવાબે રાજ્ય ગુમાવ્યાં; વેપારીઓએ દેવાળાં કાઢયાં વગેરે) અને (આશા ભંગ થવાથી તથા આબરૂ જવાથી) નીચું મોઢું થઇ ગયું. (૬) સુરતનું સુરજ જેવું જે તેજસ્વી મુખ (શોભા) હતું તેજ (સુરત તારૂં) મુખ ઘુવડના જેવું બિહામણું ને ફીકું થઇ ગયું. (૭) આકાશમાં પુનેમે જેવો ચંદ્ર હોય છે તેવું તારૂં સુંદર સ્વરૂપ તાપ (આગ વગેરે આફતો) વેઠવાથી અમાસના જેવું (અમાસે આકાશમાં અંધારૂં હોય તે અંધારા સરખું કાળું) થઇ ગયું. (૮) ચડતીના વખતમાં તારા શરીર ઉપર લાલ તેજી (એટલે શિયાળાના તડકા જેવું નૂર) ઊડી રહેતી હતી; તે આ પડતીમાં હાલ દુઃખ દેનારી ભુંડી (આંખમાં કાંકરી ભરાય વગેરે કારણથી ભુંડી) દુઃખદા ધૂળ ઊડી રહી છે. (૯)

## સહસ્રલિંગ તળાવના કાંઠા ઉપરથી પાટણનો દેખાવ.

**સમજુતી**—અહીં મોટું સહસ્રલિંગ તળાવ હતું; અને અહીં આ લાંબું સૂતું છે તે જુનું પાટણ હતું. અહીંઆ મહારાણી મીનળદેવીની વાવની ભાંગી તૂટી નિશાનીઓ પડેલી છે. અહીંઆ મોટા મોટા કિલ્લા, કોટ, બુરજો માટી ભેગા મળી ગયા છે. હમણાં એમ નામ દઇ દઇને વાતો કરવાની રહી છે, હે પુરાતન પાટણ નગર! હમણાં તારા આવા દેદાર છે! ગુજરાતનો વતની કોઇ એવો નહિ હોય કે જેની આંખ આ

સ્થળમાં ઉભા રહીને આંસુથી નહિ ભીંજાઈ હોય ? પેલી કુમારીકા સરસ્વતી નદી નિર્મળ જળથી વહે છે; તે જાણે નાસે છે, પાશે ધસે છે, લાડ કરે છે, લાજે છે ને ઘેલી થએલી છે, ખરે ઇશ્વરની કૃપા આ નદી સ્વરૂપે-પાણીની પેઠે વહી ગઈ છે; તોપણ નદી તો હસીને પ્રીતિ સહિત તારા પ્રત્યે આલિંગન ભરે છે. હે પાટણ ! તારા પ્રત્યે એ દયા લાવતી એમ સૂચવે છે કે માણસની કૃતિને કાળની ગતિ ભલે ભૂસી નાખે, પણ મારૂં પ્રેમરૂપ નદીની રેલનું પાણી અખૂટ વહ્યા કરશે; ધન અને વૈભવના પદાર્થ છો લૂટાતા, પણ મારૂં ઝરણું લૂટાવાનું નથી. પર્વતનું શિખર તોડી પાડીને માણસ અહંકારથી ભરેલો ડોલે છે; ને જાણે છે કે મારૂં કૃત્ય હંમેશાં કાયમ રહેશે; તથા મારૂં શરીર કોમળ પાણી પોચું ઘડેલું છે, તે તો અનંત જુગ સુધી તેમનું તેમ પહોંચ્યા કરશે. પણ જતે કાળે-વખત જતાં કાળ (નાશ કરનાર સ્વરૂપ) તેને પણ ગળી જશે..

## પાઠ ૩૩.

આદિકવિ=શરૂઆતનો કવિ; પ્રથમ કવિ [ કવિમાં કૂ ધાતુ=કહેવું ]
મુસદ્દી=રીતસર લેખ લખનાર
વર્ષેક=આશરે વર્ષ ( વર્ષ+એક )
ઉર્ફે=(ફા) અથવા
વિવાહ=લગ્ન
લત=ટેવ
ભારે પડયું=અઘરૂં પડયું
આવેશ=જુસ્સો
અખાડો = પડયા પાથર્યા રહેવાનું હંમેશનું રહેઠાણ
તાન=લેહ
સીમંત=અઘરણી
ચિત્તવેધક=ચિત્તને વેધે એવાં; હૃદય દ્રાવક ( ચિત્ત=મન+વેધક સંસ્કૃત વેધ ધાતુ=વેધવું તે )
ચિત્ર=સુંદર બ્યાન; તસ્વીર
હરિકીર્તન=ઇશ્વરનું ભજન
નિરંજન=જોઇ શકાય નહિ એવો; તેજોમય
નિરાકાર=આકાર રહિત; સર્વાકાર;

બ્રહ્મ (નિર્=નહિ+આકાર=ઘાટ;ડોળ)
અખિલ=આખા
બ્રહ્માંડ=ચૌદે ભુવન; ઈંડાકારનું વિશ્વ (બ્રહ્મ=ઇશ્વર+અંડ=ઈંડું)
હૃદયની અમર કવિતા=જેમાં ઉંચો ભાવ હોય એવા ખરા રસથી લખાયલી, ને લાંબા વખત સુધી જેની અસર પહોંચે એવી કવિતા

## પાઠ ૩૪.

ગ્રીક=ગ્રીસ દેશના વતની
તીસરી=મીસર દેશના વતની
વર્ણ=રંગ
ચિત્ર લેખન પદ્ધતિ=ચિત્ર વડે લખવાની પદ્ધતિ
હોમરનું કાવ્ય=ઇલિયડ
સ્વસ્થતા=સલાહ શાંતિ
ઠાળે પડયો=ઠાર પડયો; ઠેકાણે પડયો
પરાજય=હાર (પરા=ઉલટું+જય=જીત. જયમાં જી ધાતુ=જીતવું) જીતવાથી ઉલટું; હારવું તે.
[છસેં સ્પાર્ટનોએ કરેલી લડાઇ તે થર્મૉપોલી નામે ઓળખાય છે.]
વકતૃત્વ=ભાષણ કરવાની શક્તિ
તત્ત્વજ્ઞાન=તત્ત્વ સંબંધી જ્ઞાન; ફિલસુફી
એક સત્તાક=ફક્ત એકજ માણસના હાથમાં સત્તા હોય તે
તત્ત્વ=મૂળ; સાર
કાળાંતરે=વખત જતાં=(કાળ=વખત +અંતર) વખતના અંતરે
ખુશકી=જમીનનો રસ્તો; પગવાટ

## પાઠ ૩૫.

પ્રસન્ન=ખુશ
વદન=મોં (વદ્=બોલવું+અન=ક્રિયા વાચક પ્રત્યય) બોલવાની ક્રિયા જે વડે થાય છે તે
અનુકંપા (સં) કોઇને કાંઈ દુઃખ થાય તો બીજો ધ્રૂજે (દીલગીર થાય) તે; દયા (અનુ=પાછળ+ કંપ+ધ્રૂજવું) પાછળ ધ્રૂજવું તે
અન્યોઅન્યાશ્રય=એક બીજાને મદદ આપવી તે (અન્યોઅન્ય=એક બીજાને+આશ્રય=મદદ)
વખત આવે ધૂળનો પણ ખપ પડે છે. મતલબ કે વખતે નજીવી વસ્તુનો પણ ખપ પડે છે. માટે

કોઇનો અનાદર કરવો નહિ.
વસુધા=રત્નોને ધારણ કરનાર; પૃથ્વી ( વસુ=રત્ન+ધા+ધારણ કરવું )
અપશબ્દ=નઠારો બોલ; બિભત્સ શબ્દ ( અપ=ખરાબ+શબ્દ=બોલ )
આદરવો=શરૂ કરવો (આ+દ ધાતુ= શરૂ કરવું )
ખલેલ=હરકત
વાહન=લઇ જનાર (વહ ધાતુ=વહેવું)

પાઠ ૩૬.

વિવેક=( સં ) સારાનરસાની સમજ ( વિ=વિશેષ વચ્ ધાતુ=સમજવું )
વિધવિધ વિચાર=જુદી જુદી તરેહના વિચાર
ઉચ્ચાર=બોલ; વાણી
સારા ગુણ શોધો=સદ્‌ગુણની તપાસ કરો
ભવ=જીંદગી; ઉંમર
પાઠ=વિદ્યા; જ્ઞાન
પાર=અંત; છેડો
જ્ઞાનગર્થ=જ્ઞાનરૂપી નાણું
ગુણ=સદ્‌ગુણ
ગાંઠવો=લઇ લેવો; સંઘરવો
આચાર=ધર્મ; ફરજ, રીતભાત
આપે=પોતે; જાતે
આદરી=શરૂ કરી; આરંભી
જીવ જોડી=મન લગાડી
મનન કરવું=રટણ કરવું; વારંવાર સંભાર્યા કરવું; વાંચેલી કે ભણેલી બાબત વિષે વિચાર કરવો તે
આગળે=આગલા વખતમાં
ઉઠાવ=ખીલવણી; ઉપાડ વધારો
કળા=યુક્તિ
કરતાર=કર્તા; પરમેશ્વર
અંતર ઓળખો=ગુણ દોષ જાણો; મન પારખો
પરજન=બીજો માણુસ (પર+જન)
પાસ=પાસે
અસમજપણું=અજ્ઞાન; મુર્ખાઇ
પ્રભુપદ પ્રેમ=પરમેશ્વરના ચરણનો પ્રેમ
જનકૃત કારજ=માણસે કરેલાં કામ વગેરે
પ્રભુકૃત=પરમેશ્વરે બનાવેલાં; કુદરતી
પેસી=જોઇ
સુપેર=સારી રીતે ( સુ+પેર=રીત )
શશી=ચંદ્ર; સોમ
ઘેર=ઘેરાવો
તરણુ=તૃણ; ઘાસ

| | |
|---|---|
| ઓપે=દીપે; શોભે | મતિ=બુદ્ધિ; અક્કલ |
| જુગતિ=તદ્બીર; કળા | ભણતર=ભણવાનું; વિદ્યા |
| અપાર=ઘણીજ (અ+પાર) | રૂચી=હોંસ; પ્રીતિ |

**સમજુતી**—હે વિદ્યાર્થી આ વિવેકની વાત વાંચો; અને અનેક પ્રકારના વિચાર કરીને સારા ગુણો શોધો. હે વિદ્યાર્થીઓ ભણતર (નિશાળમાં ભણવાનું ભણીને) 'ભણી રહ્યા' એમ કદી બોલશો નહિ, સારા ગુણો શોધો. જો તમે આખી જિંદગી સુધી ભણશો તોપણ ભણતરનો (વિદ્યાનો) પાર પામવાના નથી. માટે સારા ગુણો શોધો. જ્ઞાનરૂપી નાણું અને સદ્ગુણ સંઘરવા (મતલબ કે જ્ઞાન અને સદ્ગુણ મેળવવાં જોઇએ) એ આપણી મુખ્ય ફરજ છે; માટે સારા ગુણો શોધો. સઘળે વખતે અને સઘળી જગાએ તમે પોતે એવો મહાવરો (જ્ઞાન અને સદ્ગુણ મેળવવાનો) રાખી, સારા ગુણો શોધો. તમે જેમ જેમ જીવ લગાડીને મનમાં મનન કરી જોસો; તેમ તેમ તે વખતે જુઓ કે આપણો આત્મા ક્યાં શું કામ કરે છે? માટે સારા ગુણો શોધો. એ વખતથી અગાઉ બીજા જે જે બનાવો બનેલા તે તમે તપાસી જુઓ, એથી બુદ્ધિનો એકદમ વધારો થાય છે; માટે સારા ગુણો શોધો. તમે શરીરના બાંધા તથા બળનો અને જગતનો વિચાર કરી જુઓ, કે આપણું શરીર પરમેશ્વરે કેવી યુક્તિથી અને કેવા કારણથી બનાવ્યું છે, માટે સારા ગુણો શોધો. પ્રથમ આપનું મન ઓળખો, પછી સારૂં, નઠારૂં કે મૂર્ખ પરાયું માણસ જો પાસે આવે તો જુઓ કે એ શાથી આનંદમાં કે ઉદાસમાં છે. માટે સારા ગુણો શોધો. માણસના જે જે ગુણ હવે જાણવાની જરૂર જાણી છે, તે જાણવાં અને દુઃખ તથા

દુર્ગુણને દૂર કરીને અક્કલ આપો અને લો; માટે સારા ગુણ શોધો. એ પછી એક બાબત જરૂરની છે કે પરમેશ્વરના ચરણનો પ્રેમ તથા જ્ઞાન મેળવો; આપણને એજ પ્રભુએ દયાથી શું શું આપ્યું છે? માટે સારા ગુણ શોધો. માણસનાં કરેલાં કામો જોવાં, પછી ઇશ્વરનાં કૃત્યો સારી પેઠે જોઇને સારા ગુણો શોધો. પહાડ, પત્થર, વન, પ્રાણીઓ અને ઘણા તારાઓનો જથો જુઓ ને સારા ગુણો શોધો. દરીઓ, સૂર્ય અને ચંદ્ર જોતાં હજારો વિચાર થાય છે; માટે સારા ગુણો શોધો. ફક્ત તૃણ, ઘાસ, ફળ અને ફૂલમાંજ જુઓ, તો તેમાં પણ ઇશ્વરી અપાર શક્તિઓ શોભે છે; માટે સારા ગુણો શોધો. વળી જેમ જેમ વિચારશો તેમ તેમ આવી રીતે વધારે અક્કલ આવશે; માટે દલપતરામ કવિ કહે છે, કે સારૂં ભણતર તમે હોંસ (ભાવ) રાખીને ભણો ને સારા ગુણો શોધો.

### પાઠ ૩૭.

ચમત્કારિક=આશ્ચર્યજનક ( ચમત્કાર=નવાઇ+ઇક=વાળા )
આધ્યાત્મિક=આત્મા સંબંધી (આધિ+આત્મા+ઇક )
પ્રાકૃતિક=કુદરતી; ભૌતિક; ( પ્રકૃતિ=મૂળ; કુદરત+ઇક=વાળો )
ઐહિક=આ લોક સંબંધી ( ઇહ=આ+ઇક=સંબંધી )
અર્વાચીન=હાલના વખતનો;
બલિહારી=ખુબી
ગાર્ડ=(અં) તપાસ રાખનાર
ડ્રાઇવર=(અં) ગાડી ચલાવનાર
સૂક્ષ્મ=ઝીણી; પાતળી
યંત્રદ્વારા=યંત્ર મારફત
વાસ્તવિક=( વસ્તુ+ઇક ) ખરી વસ્તુ હોય તેવી; યથાસ્થિત રૂપ; ખરો
સાંકેતિક=છુપાં; સંકેત કરી રાખેલા; ( સંકેત=છુપી વાત+ઇક ) છુપી વાત; ગોઠવણ કરી રાખેલાં
સાક્ષાત=પ્રત્યક્ષ
સ્વરસંવાહક=અવાજને સારી રીતે લઇ જનાર ( સ્વર=અવાજ+સં=સારી રીતે+વાહક=લઇ જનાર)

સ્વરધારણ=સ્વરને ધારણ કરનાર; સ્વરગ્રાહક
સુરત=(આ) છબી; તસવીર
અસ્પષ્ટ=અચોક્સ (અ+સ્પષ્ટ=ચોક્સ)
લક્ષણ=ટેવ; આદત
ચેષ્ટા=મશ્કરી; મજાક
ધ્વનિ=અવાજ
અદ્ભુત=આશ્ચર્યકારક

પાઠ ૩૮.

સરસ્વતી મંદિર=વિદ્યાનું મંદિર ( સરસ્વતી=વિદ્યા+મંદિર=ઘર )
પ્રચાર=ફેલાવો
જીજ્ઞાસુ=નવું જાણવાની ઇચ્છાવાળા
મેદની=ઠઠ; ભીડ
રસિક=રસજ્ઞ; રસને જાણનાર
કદરૂપું=બેડોળ; બદશીકલ
પરિચય=સંબંધ; ઓળખાણ; પિછાણ
શૈલી=બોલવા લખવાની ઢબ
અધ્યયન=અભ્યાસ; ભણવું
ઉત્કંઠા=પ્રબળ ઇચ્છા; હોંસ
વિરોધ=અસંબંધ; અણબનાવ
પંથ=રસ્તો
શંકાશીલ=સંદેહ ઉઠાવ્યા કરે એવા
ઇશ્વર પ્રેરણાથી=ઇશ્વરના ગુપ્ત સંદેશાથી; ઇશ્વરની ગુપ્ત ઇચ્છાથી
વિલંબ=વાર; ઢીલ; ખોટી
પ્રતિપાદન=સ્થાપન
ઉલ્લંગન=ઓળંગવું તે ( ઉદ્+લંઘ =ઓળંગવું+અન)

પાઠ ૩૯.

આપ સમાન બળ નહિ=આપણા કામમાં આપણું પોતાનું બળ જેટલું કરી શકે તેટલું બીજાનું બળ કરી શકતું નથી કારણ કે આપણા કામની કાળજી આપણા જેટલી બીજાને હોતી નથી
પારકી આશ સદા નિરાશ=આપણા કામનો બીજાપર ભરોસો રાખવાથી હંમેશાં નાઉમેદ થવાય છે.
નસીબ=પ્રારબ્ધ; ભાવી
સ્વાર્થ=પોતાનોજ અર્થ (સ્વ=પોતાનો +અર્થ=મતલબ)=પોતાનીજ મતલબ
મોળાં=ફિક્કાં; વિત્ત વગરનાં
અર્થ સરે છે=કામ થાય છે (અર્થ=કામ
શ્રમ વિના પ્રારબ્ધ લુલું છે=મહેનત વગર નસીબ કાંઇપણ કરી શકતું

નથી, માટે હંમેશાં મહેનત કરી ફળ આપવાનું કામનસીબને સોંપવું

સંધી=સમો

સિદ્ધિ=પાર પડવું તે; પોતાના કામમાં ફતેહ મેળવવી તે

કહેણી તેવી રહેણી=કહેવું તે પ્રમાણે ચાલવું

બંધન=અટકાવ

નામરદ રડે મામને, ને મરદ રડે નામને, અર્થાત્ નામરદ હોય તે પૈસાને રડે એટલે હાય હાય કરે કે વખતે મારી પાસેથી પૈસો જતો રહેશે એમ ધારે, પણ મરદ તો નામનેજ રડે છે. એટલે નામને માટેજ મથે છે, તેને તો ગમે તેટલો પૈસો જાય, તોપણ નામના (કીર્તિ) થવી જોઇએ એવીજ ઇચ્છા હોય છે.

નામ રહંતા ઠક્કરો નાણું નવ રહંત; કીર્તિ તણાં જે કોટડાં; તે પાડયાં નવ પડંત -હે ઠાકોર, નામ (કીર્તિ) અમર રહે છે, નાણાં હંમેશાં રહેતાં નથી, કીર્તિરૂપી જે કોટડાં છે તે પાડેલાં કદી પણ પડતાં નથી, બીજું સર્વ પડી જાય છે. મતલબ કે નાશ પામે છે.

આગ્રહ ( સં ) મનમાં આવ્યું તે કરવુંજ કરવું એવી જે મનની વૃત્તિ તે (આ+ગ્રહ=પકડવું)

ઉત્સાહ ( સં ) ઉમંગ ( ઉત્+સહ =ખમવું)

કર્મકુશળતા=કાર્ય કરવામાં હોશિયારી

**સવાલ**—સદ્‌ગુણ અને શક્તિ શાથી વધે છે? આપણામાં ચાલતી કહેવતમાંની કઇ બે કહેવતોને અનેક રીતે સમજાવી અને તે પ્રકારે ચાલવું? નસીબને માનવાથી શા શા ગેરલાભ થાય છે? પારકી આશા રાખવાથી શું શું નુકસાન થાય છે? આપ બળના વિચારથી શા શા લાભ થાય છે? બીજી કઇ વાત યાદ રાખવી? કોઇ પણ કામ કરવામાં કયા બે ગુણો કામે લગાડીએ તો તે કામ કરવામાં હોશિયારી આવે અને જશ

મળે ? શ્રમ વિના પ્રારબ્ધ લુલું છે એટલે શું ? ત્રીજી કઇ વાત યાદ રાખવી ? મોટું કામ માથે લેવાની વૃત્તિ રાખવાથી આપણામાં કયા કયા સદ્‌ગુણો આવે છે ? પાંચમી વાત કઇ યાદ રાખવી ? સત્ય અને પ્રમાણિક પણાનો ગુણ ગ્રહણ કરીએ તો શો લાભ થાય ? છઠ્ઠી વાત કઇ યાદ રાખવી ? કહેણી તેવી રહેણી રાખવાથી આપણને શો લાભ થાય છે ? સાતમી કઇ વાત ધ્યાનમાં રાખવી ? બાપદાદાનો ધંધો કરવો કે બીજો કોઇ કરવો ? આઠમી કઈ વાત ધ્યાનમાં રાખવી ? નવમી કઇ વાત યાદ રાખવી ? સ્વભાવ ગુણ કેળવવા માટે કઇ નવ બાબતો યાદ રાખવી અને તે પ્રમાણે વર્તવું ? કઇ ઇચ્છા ઉદ્યમને ઉત્તેજન આપનાર છે ? નામ (કીર્તિ) ને માટે કહેવત કહો. આપણી સ્થિતિ શું શું કરવાથી પુરેપુરી સુધરશે ?

**સાર**—આ પાઠ ઘણોજ અગત્યનો છે માટે એમાં કહેલી બાબતો ખૂબ મનન કરવી ને તે પ્રમાણે વર્તવું.

## પાઠ ૪૦.

સૂર્યોદય (સં) સુરજનું ઊગવું; (સૂર્ય+ઉદય) ઉદયમાં ઉદ્ ઉપસર્ગ+ઇ ધાતુ=જવું)
પ્રાચીન=પૂર્વે
નભ=આકાશ; વ્યોમ
રક્ત=રાતું
પ્રતાપી=કીર્તિવંત; જેને જોઇને બીજા અંજાઈ જાય એવો
ભૂપાળ=(સં) પૃથ્વીનો પાળનાર (ભૂ+પાળ)
નિહાળી=જોઇ
વિતર્ક=વિશેષ વિચાર
રવિ સ્વારી=સૂર્યની સ્વારી
વિશેષ=ઘણું; વધારે
ધાતી આવે=દોડતી આવે; ઝડપથી આવે
સાંધો=ક્ષિતિજ
ધરા=પૃથ્વી
તૃષ્ણા=ઇચ્છા; મરજી

પ્રતિબિંબ=સામી છબી
તેજ=પ્રકાશ; અજવાળું
ખવાસ=રાજા સાથે રહેનાર માણસ
ડમક=ડોળ; ભપકો
નૃપ (સં) રાજા (નૃ=નર; માણસ +પતિ; પાળનાર)
લેખી=જાણી
ઉદયાચળ=એ નામનો પૂર્વ દિશામાં કલ્પેલો પર્વત
કેસરી=ગરદન પરના વાળના ગુચ્છાવાળો સિંહ
બિંબ=છબી
આદર્શ=પ્રતિબિંબ
દશ દિશા=ચાર દિશા, ચાર ખુણા, ઉપર ને નીચે.
સંગ્રામમાં=લડાઈમાં
સિધાવ્યાં=ચાલ્યાં; ગયાં
તાતો થયો=તપ્યો
અંધેર=ગોટાળો
ઉર=મન
તુલ્ય=જેવાં; સમાન
નિજ=પોતાનો
મહી=પૃથ્વી

દ્વાદશ લક્ષ=બાર લાખ
મૃણ્મય=મટોડીનું
દીપક જોત=દીવાનો ભડકો
લગ્ન=સંયોગ; મેળાપ
અંગીઠું=ધાતું ગાળવાનું કુંડું
છોટો=નાનો
કોટિ=કરોડ
ભાનુ=સૂર્ય; સૂર્યના ક્રમે ગણુતા બાર નામોમાંનું ચોથું નામ. વરૂણ, સૂર્ય, વેદાંગ, ભાનુ, ઇંદ્ર, રવિ, ગભસ્તિ, યમ, સ્વર્ણરેતા, દિવાકર, મિત્ર, અને વિષ્ણુ, પ્રત્યેક માસમાં પ્રત્યેક આદિત્ય અધિષ્ઠાતા હોય છે.
નૂર=તેજ
વ્યાપે=ફેલાય
પ્રતાપ=મહિમા
તોલ=વજન
જડ જીવ=બુદ્ધિ વગરનો
ભાન=સમજ
સુજાણ=બુદ્ધિમાન
માન=મોટાઈ
આદર્શ=ન દેખાતું
ચમૂ=સેના; લશ્કર

**સમજુતી**—સવારમાં સૂર્યોદય વેળા પૂર્વ દિશામાં આકાશ રાતું દેખાય છે. અને તે તરફ ઘણી શોભા થઈ રહી છે; જાણે આજે કીર્તિવાળો રાજા પરણે છે, અને તેના આનંદમાં ગુલાલ ઉડી રહ્યો હોયની ! તેના જેવો દેખાવ એ રતાશનો લાગે છે. (૧) વળી આકાશની રતાશ જોઈ કવિ વધારે તર્કવાળી વાણી વદે છે, કે સૂર્યની સ્વારી ઝડપથી દોડતી આવે છે, તેની આ રાતી ધૂળ ઊડી રહી છે. (૨) પૃથ્વી ને આકાશની હદ મળી ગયાનો સાંધો (ક્ષિતિજ) જણાય છે, તે મનની ઇચ્છાના છેડા જેવો ગણાય છે. કારણ કે તે પાસે દેખાય છે તો પણ તેનો પાર પામતો નથી; અને જોવા જનારો માણસ છેતરાય છે. (૩) રાજાનો ખવાસનો ભપકો જોઇને એજ રાજા છે; એમ જાણી અજાણ્યા માણસ નમે છે. તેમ આ સૂર્યના પ્રતિબિંબનું તેજ પડયું છે; તેને અજ્ઞાનીઓ. સૂર્યદેવ છે એમ જાણે છે. (૪) ઉદયાચળ પર રાતું આકાશ છે, તે જાણે, સારી જાજમ પાથરી છે, તથા હવામાં જે પ્રતિબિંબ છે, તે જાણે એક સિંહાસન લાવીને ગોઠવ્યું છે. (૫) તે પર કેસરીસિંહ, જેમ કૂદીને ઊઠે, તેમ સૂર્યદેવ એકદમ કૂદીને આવ્યો, તેથી મૂળ બિંબમાં પ્રતિબિંબ સમાઈ જાય છે, અને પ્રતિબિંબ જતાં રહેતાં છબી એક થઈ રહે છે. (૬) જ્યાં બિંબમાં સૂર્ય આવીને (પ્રકાશ્યો) પેઠો કે તેણે જેમ સિંહાસન પર રાજા બેઠો ને લશ્કરને લડાઇમાં મોકલ્યાં તેમ પોતાના કિરણો દશ દિશામાં બધી તરફ ફેલાવ્યાં. (૭) સૂર્યદેવ રંગે રાતો દેખાય છે, તે જાણે ક્રોધથી તપ્યો છે, અને આ દુનિયાનો ગોટાળાવાળો કારભાર દૂર કરવાને કોઇ મહીમાવાન રાજા પૃથ્વી પાળવાને આવ્યા હોયની એમ લાગે છે. (૮) માણસો જય જય બોલે છે અને મનમાં પ્રેમ લાવીને પ્રણામ કરે છે. (પગે લાગે છે) કેટલાક માણસો જેમ ગુરુને પરમેશ્વર

માને છે, તેમ કેટલાક સૂર્યને પોતાનો મુખ્ય દેવ માને છે. (૯) પૃથ્વી રૂપી માટીનું કોડીઉં છે. તેમાં જાણે પાણી રૂપી દીવેલ ભર્યું છે; અને તેના સંયોગ રૂપી દીવાસળી સળગી છે; તેથી જાણે સૂર્યરૂપી દીવાની જોત સળગી રહી છે. (૧૦) જો દૂરબીનમાંથી સૂર્યનું બિંબ જોઇએ, તો જાણે ધાતુ ગાળવાનું કુંડું સળગતું હોય અથવા તોપના ગોળા ઉપર કીનખાબના ઘણા પાટા વિંટાળેલા હોય એમ જણાય છે. (૧૧) સૂર્ય પૃથ્વીથી બાર લાખ ઘણો મોટો છે, તો પણ છેક નાનો દેખાય છે; એ જાણીને આ વિચાર આવે છે કે મોટા માણસો કદી પોતાની મોટાઈ જણાવતા નથી. (૧૨) સૂર્ય પૃથ્વીથી નવ કરોડ ત્રીસ લાખ મૈલ દૂર છે તોપણ પોતાનું તેજ ફેલાવે છે; તેમ પ્રભુ જેને ઘણો મહિમા આપે છે તે રાજાનું રાજ ઘણું ફેલાય છે. (૧૩) સૂર્ય પૃથ્વીથી વજનમાં ત્રણ લાખ ગણો મોટો છે, તોપણ એક નાનો ગોળો દેખાય છે; તેમ પરદેશી રાજાનું માન (મોટાઇ) બુદ્ધિમાન પુરુષો જાણે, જડને (મૂર્ખને) તેનું ભાન નથી. (પરદેશી રાજા સંબંધી આ ઉક્તિ કવિએ ઇંગ્લાંડના રાજાનું ગૈરવ સૂચવવામાં કરેલી લાગે છે.) (૧૪) હમણા સૂર્ય અને આપણી વચ્ચે (રાતા પ્રકાશવાળું) હવાનું પડ છે, તે થોડી-વારમાં દેખાતું દૂર થવાનું છે; જાણે ભવાયો પડદા પાછળ રમે છે; એવો આ દેખાવ જોઇને ખૂશ થાય છે; (૧૫) લશ્કરનો ઉપરી જેમ લશ્કરને ચલાવે તેમ સૂર્યનો પ્રકાશ ધસારાબંધ ઘણી ઝડપથી આવે છે; તે એક મિનિટમાં ઘણા મૈલ કાપે છે, જે એક લાખને છ્યાસી હજાર ગણાય છે. (૧૬)

## પાઠ ૪૧.

| | |
|---|---|
| | શાહજહાંએ બંધાવેલો મહેલ |
| તાજમહેલ=મુમતાજ બેગમના નામથી | પ્રવેશ=દાખલ |

કુરાન=મુસલમાનનું ધર્મ પુસ્તક
ભવ્ય=ભપકાદાર
વિશાળ=વિસ્તારવાળી
નિસરણી=સીડી (નિઃ=નીચે+સૃ=સરવું) નીચે સરવાનું સાધન
સંગેમરમર=એક જાતનો પત્થર
હોજ=પાણીની ટાંકી; નાનકડું તળાવ
રોનકદાર=ઘાટદાર
દોષ રહિત=ખોડ વગર (દોષ=ખોડ+રહિત=વગર; સિવાય)
સંપૂર્ણપણું=પુરેપુરાપણું (સં+પૂર્ણ+પણું)
સમર્થ=શક્તિવાળા; ભારે
અવર્ણનીય=વર્ણન ન થઈ શકે એવો
તબક=માળ
સૌંદર્ય=શોભા; ખુબસુરતી
અત્યુત્તમ=ઘણોજ સુંદર (અતિ=ઘણો+ઉત્તમ=શ્રેષ્ટતા વાચક પ્રત્યય)
વિસ્મય=આશ્ચર્ય; નવાઈ
સુવર્ણમય=સોનારૂપ; સોનાથી પૂર્ણ (સુવર્ણ=સોનું+મય=ભરેલો) સોનાથી ભરેલો
સંસ્કાર=છાપ; અસર
એકાગ્ર=એકત્ર
શ્વેત=સફેદ; ધોળો
સર્વત્ર=બધે
ભિન્નતા=જુદાપણું (ભિન્ન=જુદું+તા)
તલ્લીન=એકતાર (તત્=તે. લી ધાતું લય પામવું) મળી જવું તે
પ્રતિક્ષણે (સં) દરેક પળે (પ્રતિ=દરેક+ક્ષણે=પળે)
રમણિક=સુશોભિત
હિમમય=બરફથી ભરેલાં (હિમ=બરફ+મય=ભરેલું)
વિહાર=સહેલ; મોજ
અવર્ણ્યજ=વર્ણન ન થઇ શકે એવો
મુક્તા=મોતી
દિંગ=સ્તબ્ધ; સડક
અર્જમંદબાનું=શાહજહાંની બેગમનું નામ છે
અગાધ=ઘણોજ
ટીકા=વિસ્તારીને ગુણ દોષ દેખાડવા તે
દ્વારપ્રદેશ=બારણાવાળો ભાગ (દ્વાર=બારણું)

## પાઠ ૪૨.

નેસ્તી=મોદી; પરચુરણ સીધું વેચનાર
ગુમાસ્તાગીરી=(ફા) વાણોતરપણું

વિપત્તિ=દુ:ખ; સંકટ
આવક=પેદાશ; કમાણી

કરકસર બીજો ભાઈ છે. મતલબ કે એક સગો ભાઈ, બીજો ભાઈ કરકસર, ત્રીજો ભાઈ ત્રેવડ. અર્થાત્ બીજા ભાઇથી જે ફાયદો થાય છે, તેટલો ફાયદો કરકસર-યોગ્ય ખરચથી થાય છે.

સાહુકાર=નાણાવટી; શરાફ (સંસ્કૃત સાધુકાર=સાધુ=સારૂં+કાર=કરનાર ) સારાં કામ કરનાર; ભલા માણસ
સેવિંગ્સ બેંક (અં) બચાવેલાં નાણાં મૂકવાની પેઢી
વ્યાજ=રૂપીઆનું ભાડું
સામાદસ્તક=સામું લખી આપવું તે
વાણોતર=ગુમાસ્તો
સહીસલામત=સુખરૂપ
અનિશ્ચિત=(સં) નિશ્ચય વગરનું; અચોકસ; (અ=નહિ+નશ્ચ+ચિ=એકઠું કરવું+ઇત)
મુદ્દલ=વ્યાજે મૂકેલી રકમ
સંભવ=આશા

પાઠ ૪૩.

ટપ્પો=રસ્તો કાપતાં જેટલે જેટલે અંતરે વિસામો લેવાનો હોય તેટલો તેટલો એકેકો ભાગ.
દુનિયા જેટલોજ પૈસાનો ખપ હતો અર્થાત્ જેમ પરણે નહિ તો વંશ જાય એવું હતું, તેમ પૈસા વગર પરણવાનું બને તેમ નહોતું. બંનેની સરખી જરૂર હતી
પેસેંજર=(અં)+મુસાફરી કરનાર
દાઝ-બીજાનું દુ:ખ દેખી થતો બળાપો; દયા
વાગ્બાણ=વાણીરૂપી બાણ (વાગ વાણી+બાણ=શર)
ગાંધીઆટું=ગાંધીનો ધંધો
ઉદ્ગાર (સં) જોસ્સાથી જાણ કરનાર શબ્દ (ઉદ્=ઉંચું+ગદ્=અવાજ કરવો)
જીજ્ઞાસા=જાણવાની ઇચ્છા; ઉત્કંઠા
અખત્યાર=(સં) કામ કરવા સંબંધી મળેલી સત્તા; અધિકાર
શીરસ્તદાર=રીત રિવાજથી જાણીતો (શીરસ્તા=રીતરિવાજ+દાર=વાળો)

પાઠ ૪૪.

ગુજારે=વિપત્તિ પાડે; દુ:ખ દે

જગતનો નાથ=ઇશ્વર
સેંજ=સહન કરજે
કાઝી=(ફા) ઇન્સાફ કરનાર
ભાસે=દેખાય (સં) (ભાસ=દેખાવું)
ઉન્મત=ડુબેલો; મચ્યો પચ્યો; (મસ્ત ધાતુનું ભૂ. કૃ. મત્ત=છાકેલું)
સ્વાનંદે=પોતાના આનંદમાં; આત્માનંદમાં (સ્વ+આનંદે)
કટુ=કડવી; અપ્રિય
પરાઇ=પારકી
ઝેર=ભુંડાશ
પ્રારબ્ધ=નસીબ; જે કર્મનો બદલો આપણને ચાલુ જન્મમાંજ મળે તે; જેને લીધે આપણને જન્મ ધારણ કરવો પડેલો છે તે
નિર્મોહી=મોહ વગરની (નિર્+મોહી =મોહવાળો)=મોહ વિનાનો
છલબલ=છળકપટ; પ્રપંચ
કાવ્યમાળા=કાવ્ય એજ માળા; કવિતારૂપ માળા: કવિતા
ગ્રીવા=ડોક
નિજાનંદે=પોતાના આનંદમાં (નિજ પોતાનો; આત્માનો+આનંદે) આત્માના આનંદે
બાલ=બાળક; બાળશંકર કવિ. (બાલશબ્દના અત્રે બે અર્થ લેવા)

**સમજુતી**—હે બાળક જગતનો નાથ જે તારે માથે વિપત્તિ નાખે તે સઘળું સહન કરજે. પ્યારે–ઇશ્વરે જે પ્યારૂં–સારૂં ગણ્યું તેને તું ઘણુંજ પ્યારૂં ગણી લેજે. અર્થાત્ ઇશ્વર નઠારૂં કરે છે તે સારાને માટેજ એમ સમજી જે વિપત્તિ માથે આવી હોય, તેથી ગભરાઈ ન જતાં તે આનંદથી સહન કરવી.

(હે બાળક!) તું જો તપાસ કરીશ તો તને માલમ પડશે કે આ (ફાની) દુનિયાની (લોકોની) જુઠી વાણીમાંજ દુઃખ રહેલું છે. એવી-જુઠી વાણી રૂપી દુઃખથી તું તારા અંતરમાં આનંદ જરાએ ઓછો થવા દઇશ નહિ. અર્થાત્ દુનિયા પ્રપંચી છે, તેમાંથી તને કોઇ

સારો કહે, કોઇ નઠારો કહે, કોઇ તારૂં ભુંડું બોલે, તોપણ તારે બીલકુલ દુઃખી થવું નહિ.

મહાન ઇશ્વરની કચેરીમાં દુનિયાનાં કાજીનો કોડીને પણ હિસાબ નથી. અર્થાત્ ત્યાં તેને કોઇ કાજી લેખવતું નથી. માટે આ જગતમાંનો તું ઇન્સાફ કરનાર થઇને ફોગટ પીડા વહોરી લેતો નહિ. આનો ભાવાર્થ કે દુનિયામાં તારે પંચ–ઇન્સાફ કરનાર–પટેલીઆ થવું નહિ. પંચ થઇએ તો કોઇને સારો માઠો શુકન કહેવો પડે, અને તેથી તેને માઠું લાગે. અર્થાત્ તેનો જીવ દુખાય અને તેથી આપણો પણ દુખાય, એના કરતાં કાજી–પટેલ થવું નહિ, એજ સારૂં છે. આપણામાં કહેવત છે કે "પંચાતીયાનાં છોકરાં ભૂખે મરે" માટે પંચાતીઆ થવું નહિ.

જેમ કાચના યંત્રોથી (વક્રીભવનને લીધે) વસ્તુ કદી પણ પોતાના મૂળ રૂપમાં જણાતીજ નથી, તેમ આ દુનિયારૂપી એક કાચનું યંત્ર છે, તેમાં પણ ખરી વસ્તુ દેખાતી નથી, ખરૂં સ્વરૂપ સમજાતું નથી અર્થાત્ મનુષ્યો એટલા બધા પ્રપંચી છે, કે તેઓ ઉપરથી સારો દેખાવ કરી અંદરખાનેથી ઘણો દ્વેષ–ભેદ રાખે છે, બહારના ઇંગિત એવાં રાખે છે કે આપણે તેને મોટો પ્રમાણિક માણસ જાણીએ, પણ તેજ મોટો દગાબાજ હોય છે, આથી હે બાળક! તું સારા કે નઠારાની કોઇની પણ જરાએ સોબતમાં રહેતો નહિ–તું તારામાંજ મગ્ન રહેજે.

તું હંમેશ શુદ્ધ અંતઃકરણથી શાન્તિમાં ને સંતોષમાં રહેજે, અને તારા દીલમાં જે દુઃખ અથવા આનંદ હોય તે કોઇને પણ કહેતો નહિ. અર્થાત્ આપણા મનની વાત કોઇને વિશ્વાસુ જાણીને કદી કહેવી નહિ કારણ કે દુનિયા પ્રપંચી છે.

તારા મનમાં ક્રોધ રૂપી એક દુસ્મન રહે છે, તેને તું છોડી દેજે, અને ભલાઇ લેવાની જે ઘડી-વખત જાય છે તેનો લાભ લઈ તેનેજ (ભલાઇનેજ) તું મોટી લક્ષ્મી માની લેજે. અર્થાત્ કોઇના ઉપર તું ક્રોધ કરતો નહિ, પણ ભલાઈ રૂપી મોટી લક્ષ્મીનો સંગ્રહ કરજે, એટલે દરેક ક્ષણે ભલાઇજ લેજે કોઇનું બુરૂં કરીશજ નહિ.

તું તારા પોતાનાજ આનંદમાં મસ્ત રહેજે. એનેજ ખરૂં સુખ માની લેજે. (બીજાથી આનંદ થાય તેને શૂદ્ર માની લેવો) અને જો તારે કાંઇ પીવાની જરૂર પડે અર્થાત્ તું જો કાંઈ પીએ, તો ફક્ત પ્રભુના પ્રેમનો પ્યાલોજ પીજે. અર્થાત્ તારા શરીરમાં પ્રભુના પ્રેમ રૂપી રસનીજ કેફ પ્રસરે એવો તેનોજ પ્રેમનો પ્યાલો પીજે. ભાંગ, ગાંજો, ઇત્યાદિ કેફી ચીજો પીતોજ નહિ. આમાં કવિ સ્વાશ્રયી થવાનું અંદરથી સૂચવે છે. પ્રભુના પ્રેમનો પ્યાલો ભરીને પીવાનું છે એટલે અધુરો પ્યાલો પીવો નહિ મતલબ કે બગભગત થવું નહિ; પણ પ્રભુમયજ થવુ.

જો તું કોઇની કડવી વાણી સાંભળે, તો તું તેને સામી મીઠી વાણી કહેજે. અર્થાત્ બીજો તને મીઠો શુકન કહે, તોપણ તારે તેને સારોજ શુકન કહેવો મતલબ કે નમ્રતા રાખવી; અને પારકી મૂર્ખતાને માટે તારે કદીએ મોઢે ઝેર કરવું નહિ. (નઠારી વાણી બોલવી નહિ) કોઇ ભાઇબંધ-દોસ્તદાર અથવા સગાં વહાલાંનું ઉપરાણું લઇ તારે કદીએ ખરાબ વાણી બોલવી નહિ. મતલબ કે તારે આગેવાન (હોળીનું નાળિએર) થવું નહિ.

હે બાળક, પ્રારબ્ધ—ભવિષ્ય—નસીબ—સુખ તો ગાંડું છે, જો કોઇ માણસ તેને માગે તો તે દૂરજ રહે છે-આવતુંજ નથી, અને જે માગતો નથી તેના તરફ દોડતું આવે છે. અર્થાત્ તું સુખ માગ્યા

કરીશ તેમ તેમ તે તારાથી દૂર જતું જશે અને નહિ માગે તો તે તારા તરફ દોડતું આવશે માટે તારે તેની માગણી કરવી નહિ. વળી કવિ કહે છે કે—"એની મેળે આવશે" એવો નસીબપર આધાર રાખી તું બેસી રહીશ નહિ. અર્થાત્ સુખ કે દુઃખની આશા વગર ઉદ્યમ–પ્રવૃતિ તો તું કર્યાજ કરજે, પછી જે તારા નસીબમાં હશે, તે તને આવી મળશે.

તું મોહ વગરનો રહી શાન્તિથી રહે. એજ મોટું સુખ છે એમ તારે માનવું. અર્થાત્ તને લોભ ન થાય અને તારૂં ચિત્ત હંમેશ જે મળે તેથી પ્રસન્ન રહે તો એનેજ તારે મોટું સુખ માનવું. જગત્ રૂપી બાજીગરી–છલકપટથી ભૂમિમાં હું બધા છળકપટ (કાવાદાવા) છોડી દેજે. એટલે બાજીગર જેમ આમથી તેમ કરી બધાને આંજી નાખી સાચાનું જુઠું અને જુઠાનું સાચું કરે છે, તેમ તારે કદી પણ કરવું નહિ. અર્થાત્ શાન્તિથી રહેવું, સાચાં જુઠાં કરવાં નહિ. બાજીગરની પેઠે પેટને સારૂ પૈસા મેળવવાને કાવાદાવા (લુચ્ચાઇ) કરવી નહિ.

મહાન ઇશ્વરના નામ રૂપી પુષ્પો કાવ્ય માળામાં (કવીતારૂપી માળામાં) પરોવીને અર્થાત્ હરિના ગુણની કવિતારૂપી હાર બનાવીને પ્રભુની પ્યારી (શોભીતી) ગ્રીવામાં (ડોકમાં) તું પ્રીતે પહેરાવી દેજે. અર્થાત્ કવિ વ્યંગમાં પોતાનો ભાવ જણાવે છે, કે કવિતા કરવી તો પ્રભુનીજ કરવી અને તે અર્પણ કરવી તો તેનેજ અર્પણ કરવી. મોટાઈ ખાતર. માન ખાતર, નાણાં ખાતર, કોઇના બણુગાં ફુંકવા નહિ અને કોઇને કવિતાની અર્પણ પત્રિકા કરવી નહિ. કવિનો સ્વતંત્ર ખવાસ આથી જણાઈ આવે છે.

તું 'કવિરાજ' થયો પછી તને શી પીડા છે? માટે હે બાલ (બાલશંકર કવિ પોતાની જાતનેજ કહે છે કે) તું હમેશાં પોતાના

આનંદની મસ્તીમાંજ મજા લેજે, પારકા પર આધાર રાખીશ નહિ, તારા પોતાના આનંદમાંજ મગ્ન રહેજે. (બાલ શબ્દનો ઉપયોગ હે બાળક એવો પણ થઇ શકે તેમ છે, કારણ આખી કવિતા બાળકને બોધ રૂપ લખાયલી છે. માટે આ ઠેકાણે અર્થ આ પ્રમાણે લેવો— બાલશંકર કવિ કહે કે હે બાળક તું, ઇ૦ ટીપ:—ઉપરનો અર્થ લખ્યો છે તે કવિનો ભાવ સમજી લખ્યો છે, અને બીજો આને પુસ્તકમાં કવિતા દાખલ કરવાનો ઉદ્દેશ સમજી કર્યો છે.)

### પાઠ ૪૫.

અતિવૃષ્ટિ (સં) ઘણો વરસાદ (અતિ=ઘણો+વૃષ્ટિ=વરસાદ
અનાવૃષ્ટિ (સં) મુદ્દલ વરસાદ નહિ તે
મૂષક=(સં) ઉંદર
શુલભ=(સં) તીડ
શુક=(સં) પોપટ
અનિષ્ટ=(સં) અપ્રિય
ભરચક=પુષ્કળ
હૃદયવેધક=હૃદય પાણી પાણી થાય એવાં
અણીને વખતે=જરૂરી પ્રસંગે
દુષ્કાળ=અનાજ પાણી ન મળે એવો વખત (દુઃ=નઠારો+કાળ=વખત) =નઠારો વખત.
તગાવી=સરકારે ખેડુતને ઉછીના નાણાં આપવાં તે.

**સવાલ**—સંસ્કૃત વિદ્વાનોએ કઇ ૭ આપત્તિઓ વર્ણવી છે? ૭ આપત્તિમાં સૌથી વધારે નુકસાન કરનાર આપત્તિ કઇ? હિંદુસ્તાનના કયા કયા ભાગમાં દુકાળ જવલ્લેજ પડે છે? આપણા દેશમાં કયા કયા સનમાં અને કયા કયા મોટા દુકાળ પડયા હતા અને તેથી કેટલું નુકસાન થયું હતું? આખા ભરતખંડમાં કયા સનમાં દુકાળ પડયો હતો? ગુજરાતમાં બસેં વર્ષમાં કેટલા દુકાળ પડયા અને તેમાં મોટા કયા કયા સનમાં પડયા હતા? એ મોટા દુકાળ વિષે શું ઇતિહાસ મળી આવે છે?

પાઠ ૪૬.

આહાર વિહાર=ખાવું પીવું અને ફરવું હરવું (આહાર=ખાવું+વિહાર=ફરવું હરવું)
દીર્ઘદૃષ્ટિ=લાંબી નજર (દીર્ઘ=લાંબી +દૃષ્ટિ=નજર)
અગમચેતી=આગળથી જાણી જવું

પાઠ ૪૭.

દ્વીપકલ્પ=જેની ત્રણ બાજુએ પાણી અને એક બાજુ જમીન હોય તે. (દ્વીપ=બેટ. દ્વિ=બે+અપ પાણી. અપનો ઇપ થાય છે તેથી દ્વીપ+કલ્પ)=લગભગ બેટ કારણ કે ત્રણ બાજુએ જમીન હોવાથી
પ્રાબલ્ય=જોર (પ્રબલ ઉપરથી)
જામદારખાનું=રાજભંડાર
ઉગ્ર=જુસ્સાદાર
વિગ્રહ=લડાઇ (વિ+ગ્રહ ધાતુ)
જમીનદોસ્ત કર્યું (ફા) પાયમાલ કર્યું; ધૂળમાં મેળવી દીધું;
વાસ્તવિક=ખરેખરો; ખરેખરૂં કુદરતી
સ્મૃતિકારો=ધર્મના નિયમ બાંધનાર (સ્મૃતિ=યાદદાસ્ત+કારો=કરનાર)
સાંપ્રત=આધુનિક

પાઠ ૪૮.

ઠામ છેલ્લો=છેલ્લું ઠેકાણું
યોગ=મેળાપ
કારમો=નવાઈ જેવો
ઠરેલો=રહેલો
માણવી=ભોગવવી
રોષ=ગુસ્સો
આપેજ=તમેજ; પોતેજ
નિત્યના નેમથી=હંમેશના નિયમે
આદરો=કરવા માંડો
નઠારો=નકામો
કાળની=મોતની
ઝાંખ=જો
ઝિણાશથી=બારીકાઇથી
આ વારમાં=આ વખતમાં
સાધ=કરવા માંડ
હરિપેં=પરમેશ્વર ઉપર
પાજી=ગાફલ; બીકણ
ન્યાળી=ધારીને જોઈ
ભાળી લે=જોઈ લે
હામથી=હિંમત વડે
અવિચળ=કાયમ

| | |
|---|---|
| આ ઠોરમાં=આ સ્થળમાં | અરણવે=દરીઆમાં |
| પ્રતાપે=મહેરબાની વડે | મંડ=મહેનત કર |
| અગમ=ભવિષ્ય | મોહથી=પ્યારથી |
| અલ્પ=તુચ્છ; હલકું | કારમાં=નવાઈ જેવાં |
| બે જામનો=બે રાત્રિનો | દામ=પૈસા |
| મુક્તિ=મોક્ષ; જગતના બંધનથી છુટ-કારો | ઇશ=પરમેશ્વર |
| દોષ=અવગુણ | તોળ=વિચાર કર |
| દીનતા=ગરિબાઇ | મનસુખ=મનને સુખ |
| નેક=ટેક; આબરૂ | હાંકી=દૂર કરી |
| વાસના=મનની સૂક્ષ્મ ઇચ્છા | દાખી=દેખાડી |
| વેરીને=ફેલાવીને | તાકીને=ધારીને |
| ધીર=ધીરજ | ખેડતાં=ચલાવતાં |
| ખરાબે=ખડક પર | ગુણી=ગુણવાન |

**સમજુતી**—ખરી વાત છે કે માણસની જિંદગી ઘણીજ ખપની છે; માટે સ્મશાન (મુડદાં બાળવાની જગ્યા) નેજ છેલ્લું ઠેકાણું ન સમજ. જીવ અને શરીરનો જે નવાઇ જેવો મેળાપ છે. તે એક ઠેકાણે કાયમ રહેશે એમ ન ધાર. હે ભાઇ! માટીના માનવી! તારી કાયા મટોડીમાંજ મળી જશે એમ જાણ. જ્યારે શરીરથી જીવ જુદો પડી જાય છે. ત્યારે એમ નથી વિચારતો કે અહીં કાયાના શા હવાલ થાય છે! (૧) જગતમાં જન્મીને પુષ્કળ મઝા ભોગવવી એમ નહિ માનો તો મનમાં ગુસ્સો આણો અને પોતેજ જાણો કે, એમાંનું કંઇ કામનું આ ઠેકાણે (દુનિયામાં) નથી. પણ બહુ પ્રેમથી અને હંમેશના નિયમ પ્રમાણે આજ કરતાં કાલ

વધારો થાય એવી રીતે ઉદ્યમ કરો; અને સારાં કામ કરવાં શરૂ કરો. આ બાબતમાં વાંદરો-વાંદરા જેવો બુદ્ધિ વિનાનો વહેમ આણે. (૨) કાળની ( જતાં વખતની ) પાંખ તું બારીકાઇથી જો, તેની આગળ વીજળીની ઝડપ પણ હારી જાય છે. હે ભાઇ! આ સભામાં હુન્નરનો પાર નથી. માટે જે રીત સારી લાગે તે શીખવાનું શરૂ કર. મનમાં હિંમત રાખીને ઇશ્વર પર ભાવ લાવીને સાચા ઉદ્યોગમાં મચી રહે. તું ધર્મને ધારણ કરીને બળ સહિત બહાદુર બનીને મરણની બીકથી બીકણ થઇશ નહિ. (૩) તું જગતરૂપી રણભૂમિને આંખથી ધારીને જો, અને તેને મનથી તુચ્છ જેવું જોઇ લે. ને હિંમતથી તેને બે રાત્રીનું ઠેકાણું જાણી લે, એવું ધાર અને આંખે જો. હિંમતના કામ કર કે જેથી કીર્તિ કાયમ રહે. ઈશ્વર પણ જ્ઞાન વડે મોક્ષ આપે છે. આ સ્થળમાં (દુનિયામાં) ચાબક વડે (મારવડે) ઢોર બરાબર ચાલે છે તેમ (તું) ઇશ્વર કૃપાથી તેવો ન થા. (૪) ભવિષ્યને આશરે રહેતા નક્કી તારૂં સારૂંજ થશે એમ જાણીને નાશ (અશુભ રૂપી જાળ) થી બચ. બની ગયેલી વાતને છો જતી એમ જાણ, અને તેને મનમાં દીલગીરી લાવીને પાછી આણ નહિ. હાલનો વખત સૌથી સારો છે એમ જો, અને અવગુણ હાંકી કાઢીને ઉદ્યમને પકડ. મનમાં ઇશ્વરને રાખીને અને ગરિબાઇ દેખાડીને હિંમતથી તરત તાકીને કામ કર. (૫) મોટા મોટા (પ્રખ્યાત) પુરૂષોની જિંદગી (જીવન ચરિત્ર) આપણને ખરી યાદદાસ્તી આપીને એમ ખરૂં બોલે છે-જણાવે છે કે એમાંના કેટલાકની ઇજ્જત તો પ્રથમ એક તરણાની તોલે પણ ક્યાં હતી? વખત જતાં તેજ વિખ્યાતિને પામ્યાં, ને વળી તેમનું બળ ભારી જામ્યું. એમ જો આપણે મનથી ચિંતવીએ તો સંસારમાં સારી કીર્તિ થાય. (૬) મનની ઇચ્છાને ચોમેર ફેરવીને એવાં કામ કરો

કે જેથી નામ નિશાની રહી જાય. અને આપણું દ્રષ્ટાંત જોઇને કોઇ માણસ એ વડે મનની ધીરજ માની લે. જગત રૂપી દરીઆ વિષે ચલાવતાં ખડકપર ચઢી ગયેથી જેનું વહાણુ ભાંગે, તે આદમી પોતાની પાસે કાંઇ ન રહેવાથી એકલો ( જગતરૂપી ) દરીઆમાં પોતાની પાસે કંઈ નહિ રહેવાથી અથડાય છે. (૭) ચાલ તું તૈયાર થા અને મનમાં હિંમત અને હેત રાખીને કામને પકડ. આળસને છોડી બહુ ઉલટથી ચંચળાઇ રૂપી જાળ નાખીને (કામને) ધંધાને પકડી લે. ધીરજ રાખીને નવાઇ જેવાં કામ કર. ને કામ કરવાથી કદાપી હારી ન જા; કામ પુરૂં થયા પછી પૈસાની રાહ જો. (કામ કર્યા વગર પહેલાંથીજ પૈસા મળતા નથી) આવી રીતે તો પરમેશ્વર નક્કી આપશેજ. (૮) ઓ ભલા માણસ ! તું મારૂં કહેલું સાંભળીને આ નવા સારા છંદ ગાઇને ગુણવાન થા. એમાં જે વાત કહી છે તે ધ્યાનમાં રાખ, ને મનમાં મોટા વિચાર લાવ નહિ. ગરીબ રણછોડ કવિની આ વિનંતી ઝડપથી વાંચીને તરત એનો તોલ કર. ભક્તિભાવથી જો મનને સુખ ચાહ્ય તો પ્રભુનો દાસ થઇને તેની સેવા કર.

### પાઠ ૪૯.

પ્રાણિમાત્ર=સર્વ પ્રાણી

પરાયણ=સાથે વળગી રહેલું એવું; સંબંધી; વિષે (પર+ઇ+અન).

નિર્ગમન=ગાળવું(નિર્+ગમ્ ધાતુ=જવું)

આરોગ્યાલય=તન્દુરસ્તી મેળવવાનું ઠેકાણું ( આરોગ્ય=તંદુરસ્તી + આ-લય=ઠેકાણું)

તાલીમ=કેળવણી

વૃત્તાંત=અથ ઇતિ ખરી હકીકત (વૃત્ત=બનેલો બનાવ+અંત=છેડો) છેડા સુધી બનેલો બનાવ

ભગીરથ પ્રયત્ન = મોટો પ્રયત્ન ( ભગીરથ કહેવાનું કારણ પૂર્વે સગર રાજાના દશહજાર પુત્રો કપિલ ઋષિના શ્રાપથી બળી

ગએલા તેમના ઉદ્ધાર કરવા માટે તેના પૌત્ર ભગીરથ રાજાએ દશ હજાર વર્ષ સુધી ગંગાનું, તેટલાજ વર્ષ સુધી મહાદેવનું ઉગ્ર તપ કર્યું હતું તેથી કહેવાનો રિવાજ પડયો કે ભગીરથ=મોટું; મહાન)

અનિષ્ટ=ઇચ્છેલું નહિ તે. ( અન્= નહિ+ઇષ્ટ=ઇચ્છેલું ઇષ ધાતુનો ભૂત કૃદંત ઇષ્ટ )

વિરામ=આરામ

ઉન્નતિ=ચઢતી (ઉદ્=ઉચે+નત્=નમવું ઉપરથી)=ઉચે ચઢવું તે

## પાઠ ૫૦.

જાટ=ભરતપુરના રાજકર્તાઓ

પ્રબળ=ઝળકતી

નિર્મૂળ=સદંતર નાશ ( નિર્=નહિ+ મૂળ ) =મૂળ વગરની

સહસ્ર=હજારો

પરોક્ષ=છાની રીતે

મુક્ત=છુટા થએલા

નિમિત્તે=બહાને

માતબર=જોરાવર; પૈસાદાર

તક=દાવ

પ્રસંસા=વખાણ પ્ર+શંસ્ ધાતુ= વખાણવું)

કાલી=ભયંકર દેવી

આરાધના=પ્રસન્ન કરતા (આ+રાધ= પ્રસન્ન કરવું )

ધર્માંધ=ધર્મને માટે આંધળા (ધર્મ+ અંધ )

## પાઠ ૫૧.

નૌકા=હોડી

સોડે=કિનારે; કાંઠે

ડામણ=સુકાનને ફેરવી વહાણ વાળવું તે

સઢ=વહાણને ચલાવવામાં મદદ કરવા માટે જે લુગડું બાંધેલું હોય છે તે

નાવિક=ખલાસી; ચલાવનાર

ધારે=માને; ગણકારે

સૂસવાટા=પાણીના અવાજો

સાગરે=દરીઆમાં

સુકાન=વહાણની દિશા બદલવાનું સાધન

ચલોવાય=ગભરાય

તિમિંગલ=મોટું માછલું

ખડબા=ખરાબા; ખડક

ટાણે=સમયે; વખતે

| | |
|---|---|
| કરૂણાનિધાન=(કરૂણા+નિધાન=ભંડાર) મહેરબાનીનો ભંડાર | હાથ દેજો=સહાય કરજો |
| કંટાળ્યા=ગુસ્સે થયા | આશરે=આશરામાં |
| સહાય=મદદ | પારો=(૧) ગરમી માપક યંત્રમાનો (૨) શરીરમાંનો ધાતુ |
| હાય=શક્તિ | સદીસા=આગળથી જેટલું બને તેટલું; જલદી |
| ધન=ઉંડી | વંટાળ=વંટાળીઓ |
| ખેપ=ફેરો | ધ્રુવ=ધ્રુવનો તારો |
| એળે=નકામી; ફોકટ | હોકો=હોકાયંત્ર |
| ભવે=સંસારમાં | ટંડેલ=કપ્તાન |
| ભૂતેશ=(ભૂત+ઇશ=ધણી) સઘળાંજ પ્રાણી પદાર્થનો ધણી | હોંસ=ભાન |

( આ કવિતામાં માણસની જિંદગીને હોડી રૂપ વર્ણવી છે. )

હોડીને કિનારે શી રીતે લઇ જવાય ? ડામણ દેવાય તેવું પણ રહ્યું નથી એટલે ધારેલે રસ્તે લઇ જવા માટે વાળી શકાય તેમ નથી. ( આ સંસારની માયામાં જીવ એટલો બધો લુબ્ધ થઈ ગયો છે કે સંસારને કિનારે જવાનો એટલે તરી પાર ઉતરવાનો માર્ગ સૂઝતો નથી, મતલબ કે જિંદગીને સુમાર્ગે વાળવાને શક્તિઓ રહી નથી.) સઢ ફાટીને ઊડી જાય છે અને વહાણ ચલાવનાર મારૂં કહેલું કંઇ કાને ધરતો નથી તો હવે શું થશે ? (જિંદગીને સુમાર્ગે દોરવાની શક્તિઓ રહી નથી. અને જિંદગી નિભાવનાર ઇશ્વર તો અમારૂં કહેલું કંઇ ગણકારતો નથી.) વરસાદ આવે છે અને વચમાં પવન કેવા સૂસવાટા કરે છે. હે હરિ ! હવે સંસાર રૂપી સાગરમાં હોડી હાથ રહેતી નથી; (જિંદગીને

ખરે રસ્તે વાળવામાં અનેક પ્રકારની હરકતો નડે છે, હોડી કબજામાં રહેતી નથી અને કિનારે પહોંચ્યા પહેલાં ડૂબી જશે એમ લાગે છે મતલબ કે ખરો માર્ગ પકડાતો નથી અને સુમાર્ગ દેખ્યા પહેલાં આ જિંદગી પુરી થવાની.)

સૂકાન ડોલા ખાય છે અને કશું કામ કરી શકતું નથી (હોડી ભર દરીએ છે અને અંધારૂં થયેલું છે તેથી) કયાં કશું દેખાય છે? (અજ્ઞાન રૂપી અંધકારમા કાંઇ સૂઝતું નથી, મન નિર્બળ થઇ ગયું છે. અને સ્થિર રહેતું નથી જિંદગીનો ભરોસો રહ્યો નથી.) સઢ સુકાન વગેરે સર્વ સાધન ખૂટયાં. અહંકાર (કિનારે પહોંચવાનો) રહ્યો નહિ અને (ડુબી જવાની બીકથી) મન ગભરાય છે, (જિંદગી નિભાવવાનાં સાધન ખૂટયાં, હિંમત રહી નહિ અને મન ગભરાવા લાગ્યું) હે ભાઇ! ચોબાજુએ મોટાં મોટાં ઘણાં માછલાં ચડી જઇને હોડીને નમાવે છે (શરીરમાં અનેક પ્રકારના વ્યાધિઓ દાખલ થઇને શરીર નબળું કરી નાખે છે) હે હરિ! હવે સંસાર રૂપી સાગરમાં હોડી હાથ રહેતી નથી. (૨) હોડી અંધારામાં અથડાય છે અને ખાડા ટેકરા ખડક જોઇને હું ઘણો ડરૂં છું (માયાના અંધારામાં આમથી તેમ ફરૂં છું અને તેમાં આવતાં અનેક કષ્ટો જોઇ હું ઘણો ડરૂં છું) આ વખતે ઇશ્વરજ રૂઠયા, તો હું એકલો શું કરી શકું? ઇશ્વરની સહાયતા સિવાય કંઇ પણ કામ થઇ શકતું નથી, અને ઇશ્વરની મને મદદ નથી તો હું એકલો શી રીતે તરી પાર ઉતરી શકું? સાંથે કોઇની મદદ રહી નહિ તો હવે શી રીતે બચી શકું? (ઇશ્વર રૂઠયા તો બીજું કોણ મદદ કરી શકે માટે કોઇની મદદ રહી નહિ એમ કહ્યું છે.) હરિ! હવે સંસારરૂપી સાગરમાં હોડી હાથ રહેતી નથી. (૩) પાણીમાં ઉંડી જાય

છે (માટે હવે જરૂર ડૂબવાની) અને છેવટે મનુષ્ય રૂપી આ ખરેખરો ઉપયોગી ફેરો ફોગટ ગયો; હે પ્રભુ સંસારમાં ભટકતાં (ખરો) માર્ગ હું ભૂલ્યો અને હવે બહુ થઈ ગઇ. (આ પસ્તાવવાનાં વાક્યો કહે છે) હું (પ્રથમથી જ્યારથી આ સૃષ્ટિમાં આવ્યો ત્યારથી આપને આશરે છું. માટે દયા કરીને હાથ આપજો (એટલે આપણો હાથ આપો તો તે ઝાલીને હું પાર ઉતરૂં અને નર્કમાંથી બચું) હે હરિ ! હવે સંસારરૂપી સાગરમાં હોડી હાથ રહેતી નથી.

**ટીપ:**—આ કવિતા દીર્ઘી છે એમાં વાચ્યાર્થ—શબ્દાર્થ એક વહાણના ખલાસીને લાગુ પડે છે પણ વ્યંગ્યાર્થ નર્મદાશંકર કવિના પિતા લાલશંકરને અને તેના જેવું જે જે માણસોનું મરણ થયું હોય તે સર્વને લાગુ પડે છે.

હે ભાઇ ખલાસી તારૂં વહાણ તોફાનમાં પડયું છે, અને ઉપાયો હાથમાં રહ્યા નથી. તારાથી બની તેટલી તેં બહુ યુક્તિઓ કરી, પણ કમનસીબે રાત પડી ગઈ. રાત પડી જવાથી અંધારામાં કાંઇ સૂઝે નહિ; તેથી વહાણનો નાશ થવાનો સંભવ રહે.

હવે કવિ પોતાના બાપને ઉદ્દેશીને કહે છે:—હે ભાઈ (લાલશંકર) તમારૂં શરીરરૂપી વહાણ મોતરૂપી તોફાનમાં પડયું છે. અર્થાત્ તોફાનમાં પડવાથી જેમ વહાણ ડૂબવાનો સંભવ રહે છે તેમ તમારૂં મરણ થવાનો સંભવ છે. હવે એકે ઉપાય હાથમાં રહ્યો નથી. (મરણ થવાને ઘણોજ સંભવ છે એવું સૂચવે છે.) તારાથી થાય તેટલી યુક્તિ (ઉપાયો) તો તેં કરી જોઇ પણ રાત પડી ગઇ છે. તર્થાત્ હવે મરણ આવીજ પહોંચ્યું છે.

**ટીપઃ**—ભાઇ કહેવાનું કારણ નર્મદાશંકર પોતાના બાપને ભાઇ કહેતા હોવા જોઇએ, ઘણા ગુજરાતી બાપને ભાઇ કહે છે.

જ્યારે પારો નીચે ઉતરવા માંડ્યો ત્યારે તેં આગળથીજ જાણ્યું હતું કે તોફાન થશે. (બેરોમિટર–વાયુભારમાપકયંત્રમાં જ્યારે પારો નીચે ઉતરે ત્યારે જાણવું કે હવે થોડી વારમાં તોફાન–વાવાઝોડું થશે) તેથી તું વહાણને બચાવવાને ઘણું મથ્યો. સઢ વગેરે ઉતારી નાખી વહાણનો બચાવ કરવા પ્રયત્ન કર્યો, પણ જરાએ ફાવી શક્યો નહિ. હવે તો વાદળે પણ ઘેરો ઘાલ્યો છે. અર્થાત્ વરસાદ આવવાનાં પણ ચિહ્ન થયાં છે. એટલે તારી સ્થિતિ ગંભિર છે.

**લાલશંકરને**—ભાઇ, જ્યારે તમારા શરીરમાંથી પારો (ધાતુ) ઘટવા માંડ્યો. ત્યારનુંજ આગળથી તમે જાણ્યું હતું કે હવે આપણે થોડા દિવસના છીએ, મરણરૂપી તોફાનમાંથી બચવાને તમે ઘણો પ્રયત્ન કર્યો (મોજશોખ છોડી દીધા અને મરી, મસાલો, અને રોગિષ્ઠ પદાર્થો ખાવા છોડી દીધા.) પણ વાદળે (મોત રૂપી વાદળે) (રોગે) તો ઘેરો ઘાલ્યોજ. અર્થાત્ મરણની તૈયારીઓ તો થઇ રહીજ.

વહાણના સઢ પવનથી ફડ ફડ થઇ ફાટી ચીથરા થઇ ગયાં ને ક્યાં દૂર ઊડી ગયા. જ્યાં મોટો નુકસાનકારક પવન છૂટયો ત્યાં માણસ કેમ કરી (વહાણને) બચાવી શકે?

**લાલશંકરને**—તમારા સઢરૂપી હાથ પગ વગેરે ઇંદ્રિયો નકામી પડી ગઇ મતલબ કે કામ કરી શકે તેવી ન રહી. જ્યાં મોતરૂપી મોટો વંટોળીયો છુટયો, અર્થાત્ મોતજ આવ્યું ત્યાં માણસો સલામત કેમ કરીને રહે? જીવી કેમ શકે? (સઢ જેમ નદીમાં નાવને ચલાવે છે–ચાલવામાં મદદ કરે છે, તેમ હાથ પગ વગેરે ઇંદ્રિયોજ આ

દેહરૂપી વહાણ ચલાવે છે.) વહાણ હાલ હાલ થાય છે તેથી અંદર દરીઆનું પાણી પણ ભરાવા માંડયું છે, અને સુકાન પણ તદન ભાંગી ગયું છે તેથી તે આમ તેમ દોડ્યા કરે છે, ધારેલે ઠેકાણે (કિનારે) જતું નથી પણ આડું અવળું જાય છે. **લાલશંકરને**–તમારૂં શરીર-રૂપી વહાણ ડોલમડોલા થાય છે, અર્થાત્ તમારાથી સ્થિર ઉભા રહેવાતું નથી, તમારા પગ ધ્રૂજે છે, અને પાણી પણ ભરાવા માંડયું છે. એટલે પગે સોજા પણ ચઢવા માંડયા છે. શરીરમાં શકિતરૂપી જે સુકાન હતું જેથી પગ સ્થિર રહેતા તે ભાંગ્યું (નષ્ટ થયું) છે, તેથી તે (શરીર) આમ તેમ ડોલે છે અર્થાત્ લથડીઆં આવે છે.

વહાણને બચાવવા માટે અંદરથી ઘણો માલ કાઢી નાખ્યો (દરિઆમાં ફેંકી દીધો) તોપણ તે પુરેપુરૂં તરતું નથી. ઘણા ખલાસી લોકો જે તરવામાં ઘણાજ હોશિયાર હોય છે તેજ તણાઇ ગયા તો પછી બિચારા ઉતારૂ કેમ ન ડૂબી મરે? **લાલશંકરને**–તમારા શરીરને (જિંદગીને) બચાવવા માટે પેટમાંથી દવાથી (જુલાબ વાટે યા ઉલટી વાટે) ઘણો માલરૂપ વિકાર કાઢી નાખ્યો તોપણ તે પુરેપુરૂં ટટાર થતું નથી. અર્થાત્ શરીરમાં શકિત આવતી નથી. ઘણા (ખલાસી શરીરરૂપી વહાણને સુધારનાર–ઠેકાણે લાવનાર) વૈદો આવી ગયા. તોપણ કાંઇજ વળ્યું નહિ, તો પછી ઉતારૂ (માંદો) તે કેમ મરે નહિ? અર્થાત્ વૈદો દવા કરીને થાકયા પણ રોગ મટયોજ નહિ; પછી મોત કેમ થાય નહિ?

વાદળ થવાથી અંધકારમાં ધ્રુવનો તારો પણ દેખાતો નથી અને (હોકાયંત્ર) પણ દેખાતું નથી કે જેથી દિશા સૂઝે, હવે કંઇજ ઉપાય રહ્યો નથી એમ ધારી બહાદુર કપ્તાનથી ઉભા નથી રહેવાતું તોપણ

બળાત્કારે (સ્થિર) ઉભો ટક ટક જોયા કરે છે કે જોઉં વારૂ હવે હું ક્યારે ડૂબું છું.

**લાલશંકરને**–રોગ એટલો જામી ગયો છે તે ધ્રુવ (ડૂંટી) ઉપરથી જણાય છે કે અંભોઈ છે કે નહિ એટલે ધબકે છે, કે નહિ તેની પણ ખબર પડતી નથી. (કહે છે કે માણસ મરતા અગાઉ સવા ઘડી તેની અંભોઇ પ્રથમ—મરી જાય છે—ધબકતી બંધ થાય છે. અને હોકાયંત્ર રૂપી નાડી પણ દેખાતી નથી. આવે વખતે ખરો મરદ મરણથી ન ડરતાં હવે મારૂં કયારે મરણ થાય છે તેની વાત સ્થિર ચિત્તે જુએ છે.

જેમ કેફી માણસે ઘણો કેફ પીધો હોય અને તેના હોંસ (શક્તિ) દેદાર (ભાન) રહેતા નથી તેમ થાકથી ટંડેલ ઘૂમ (હોંસ વગરનો) થઈ ગયો અને ધીમે ધીમે શ્વાસ કાઢવા લાગ્યો, કારણ કે તે બીધો કે હવે મારૂં નકકી મોત આવ્યું-હું ડુબી મરીશ-એવી તેને ખાત્રી થઈ.

જે કેફી માણસે ઘણો કેફ પીધો હોય અને તેના હોસ રહેતા નથી તેમ લાલશંકરને થયું. પ્રથમ તો ઉપર કહ્યું તેમ તે ડર્યો નહિ પણ ઘણીવાર તેમ રહેવાયું નહિ ને અવાચક થઇ ગયા–પછી થાકે ભાન વિનાના ઘુમ થઇ જઈ તેણે ધીમે ધીમે શ્વાસ કાઢવા માંડયો.

લાલશંકર રૂપી માણસ અને ટંડેલ–કપ્તાનનું વહાણ શરીર રૂપી વહાણ ખરાબા પર ચઢીને ભાગી ગયું. અર્થાત્ તેમનું મરણ થયું અને તેમનો વારસ નર્મદાશંકર કવિ ફક્ત રડીનેજ રહ્યો. કારણ કે તેની પાસે ખાલી ખોખું (શરીરનું) પણ રહ્યું નહિ; અર્થાત્ તેમનો મૃત દેહ ના રહ્યો. લોકોએ તેને ફુંકી મૂકયો.

### પાઠ ૫૨.

મનવાર=લડાઈનાં વહાણ

અખતરા=પ્રયોગ; અજમાયશ

ખુશકી=જમીનપરની

સુરંગ=કિલ્લો તોડવા માટે જમીનની અંદર દારૂ ભરી ફોડવામાં આવે છે તે
આરમાર=લડાઈનું મોટું વહાણ
ડોલ=વહાણનો આગલો ભાગ
અસ્ત્રો=ફેંકીને મારવાનાં ઓજાર
હેરત=આશ્ચર્ય
આચાર્ય=ગુરૂ
શસ્ત્રવૈદ=કાઢકાપ કરનાર વૈદ
અજ્ઞાત=જાણી શકાય તેવી વસ્તુને નહિ જાણનાર
પ્રયાસ=મહેનત
વિકટ=અઘરૂં; મુશ્કેલ

## પાઠ ૫૩.

સ્તુતિ=(સં) સ્તવન કરવું; ગુણ ગાવાતે
રચના=(સં) બનાવટ, (રચ ધાતુ)
ધણી=પ્રભુ
કરૂણા=દયા
પ્રભુતા=ધણીપણું; મોટાઇ
ધરી=ધારણ કરીને; રાખીને
મજરો લઇ=સલામ સ્વીકારી
મજ=મારો
હરી લે=હરણ કરી લઇ લે
વાવરો=વાપરો
વણસે=બગડે
વણ સેવનાથકી=સેવા વગર
નર ધારી=નરની ધારેલી
ધારણા=વિચાર કામ
મેદની=પૃથ્વી.
હરી=લઇ લીધી
હરિ=પરમેશ્વર
દુ:ખ કાળે=દુ:ખને વાસ્તે
કાપી=મટાડી
ઘડી=બનાવી; પેદા કરી
જે ઘડી=જે વખતે
ધર્યા=મૂક્યા
ટળી=મટી ગઇ
દાહતી હતી=બાળતી હતી; દુ:ખ દેતી હતી
દાડી=દરરોજ; હમેશાં
મળિની=મલિન; મેલી
નિર્મળી=(સ) ચોકખી; સારી (નિર +મલ+ઇ) મેલ વિનાની
કથશે=બનાવીને કહેશે
થોક થશે=થોકડા થશે
બણી બણી=બની બનીને
નખમાં ન ખમાય=જરા પણ સહન

ન થાય
કંઈ=કંઇક; કેટલાકો
તાપ=દુ:ખ
ખમે=ભોગવે
હરે=લઇ લે
રજ=ઝીણી વસ્તુ
પારજ=છેડો
પામીએ કથી=કહેવા પામીએ
જણશે=જમે ઉધારમાંથી બાકી રહેલું તે; સિલીક
સદ્‌ભાગી=(સ) સારા નસીબદાર
સદ્‌ભાવના=મનનો સારો ભાવ
ધરે=રાખે
રંજન=ખૂશ કરનાર
સુખ કારણે=સુખ માટે
ધર્યા=મૂકયા
તનવંત (સં) શરીરવાળા; માણસ
વંદશે=પગે લાગશે
વાનર તોલમાં=વાંદરાની બરાબરીમાં
તજવા=છોડી દેવા
તજ=તારી
નિજનો=પોતાનો
નિજનો ખુની=આત્મઘાતી

ગણના=ગણતરી
અલ્પબુદ્ધિ=થોડી બુદ્ધિવાળો
ઓચરે=બોલે
અભિમાન=(સં) (અભિ=તરફ+માન =મોટાઇ) પોતાને વિષે મોટાઇ રાખવી તે; પોતાને વિષે અઘટીત મોટાઇ તે અહંકાર કહેવાય છે.
હજાર વસા=કક્કી
કે'ણ=કહેવત
સમા પર=વખત આવ્યો ત્યારે
મદોન્મત=(સ)અહંકારથી છાકી ગએલો (મદ+ઉન્મત)
સદાવ્રત=સાધુસંતને હંમેશાં મફત સીધું આપવું તે
છતા=પ્રખ્યાત
કળે=યુકિતથી
રિપુ=દુશ્મન
બાણુ કમાન=ધનુષ બાણ
શીળી=ઠંડી
સાર=સારા
સમાન=જેવા;બરાબર
જોય=જો
પમાય=મેળવાય

પ્રભુપદ=ઇશ્વરના ચરણ
પૂરણ બ્રહ્મ=સાક્ષાત્ પરમાત્મા
પિછાન=ઓળખાણ; જ્ઞાન.
પ્રજાપ્રતિપાળ=રાજા
વિગત=મતલબ
ધારીને=રાખીને
તોલ=ખરાખોટાનો વિચાર

**સમજુતી**—હે જગતની રચના કરનાર કરૂણાળુ પ્રભુ ! મારાપર ઘણી દયા કરો. હે ! પ્રભુ તું તારી મોટાઇ ધારણ કરીને સલામ સ્વીકારી મારો રોગ ( દુનિયામાંનું સર્વ પ્રકારનું દુઃખ ) લઈ લે, હે પરમ સુખીઆ પરમેશ્વર ! મને સુખીઆરો કરવાને તમારો હાથ વાપરો; કે જેથી તને સુખે ભજું, હે નર ! માણસનાં ધારેલાં કામ નક્કી ઇશ્વરની સેવા વગર બગડે છે, ( ઈશ્વરને સોંપ્યા વગર અહંકારથી કરેલાં કામ બગડે છે ) હે હરિ ! મનુષ્ય દુનિયામાં જન્મે છે, તેની તેં પીડાઓ લઇ લીધેલી દેખાય છે. બાળપણમાં ઘણે ભાગે મનુષ્ય દુઃખની લાગણીઓથી રહીત દેખાય છે. દુઃખને વખતે તમે તેમનાં દુઃખ મટાડીને દીકરા દીકરી કરીને ગણ્યાં છે. (ગણો છો) જે ઘડીએ જેટલા પ્રાણીને સરજી અહીં મૂક્યા છે, તે સઘળાં ઉપર હે પરમ ઉપકારી પ્રભુ ! તેં ઉપકાર કર્યા છે. હે ગુણવાન પ્રભુ ! તારા ગુણ વાંચવાથી આટલી આપદા મટી ગઈ. જે દરરોજ અતિશે બાળતી (દુઃખ દેતી) હતી; તે મલિન બુદ્ધિ ગઇ અને નિર્મળ બુદ્ધિ મળી. કોઇ કવિ જો તારી કવિતા બનાવીને કહેવા જશે; તો તેના બની બનીને મોટા ઢગલા થશે. ( પણ તેનો પાર નહિ આવે ) અમારાથી નખમાં પણ સહન ન કરી શકાય એવા દુઃખ કંઇક જીવતા પ્રાણીઓ ભોગવે છે. સૌ ઠગ ઠગવાની વાત કરે છે, પણ હે જગપાલક પિતા ! તું તેમના પાપ લઈ લે. ઝીણી રજનો કદાચ અમારી બુદ્ધિ વડે

પાર પામીએ–કહી શકીએ, પણ આપના આ ડહાપણુ (શકિત) આગળ અમારી બુદ્ધિ ચાલતી નથી. (આપની શાકતનો પાર પામી શકાતો નથી.) સીલકે જગતમાં હજારો આદમી ફરે છે, પણ કોઇક સારા નસીબદારજ આપની તરફ મનનો સારો ભાવ રાખે છે. (ભકિત કરે) હે સુખ કરનાર પ્રભુ! માણસોને ખુશ કરનાર રંગ તેં બનાવ્યા છે, અને તે અહીં સુખને વાસ્તે મૂક્યા છે. તારી ભકિત છોડી દેવાની વાત જે મૂઢ કરે છે, તેને બધા માણસો પોતાનોજ ખૂની પોતાનેજ નુકશાન કરનાર (આત્મઘાતી) ગણી લે છે. કોઇ ગણનાર જો તારા ગુણની ગણતરી કરે, તો તે ગણતાં ગણતાંજ મરણ પામે. (તોપણ પાર આવે નહિ) તારા ગુણ ગણતાં કદી પણ છેલ્લું ઠેકાણું આવે નહિ (ગણી રહેવાય નહિ-છેડો આવે નહિ) તો થોડી બુદ્ધિવાળો દલપતરામ કેવી રીતે કવિતા બનાવીને કહી શકે ! આ સ્થળે કવિએ પોતાને પ્રથમ પુરુષમાં ન ગણતાં તૃતિય પુરૂષમાં ગણ્યો છે.)

કદી કોઇ માણસ અહંકાર કરે તો તે નક્કી બહુ હલકો (સ્વભાવે નીચ) હોવો જોઇએ, હું આ સારી કહેવત કહું છું તે કાન દઇને ધ્યાન રાખીને સૌ સાંભળો, કે ભગવાનને ભજો અને અહંકારને તજો, મહાન રાવણનો પણ અહંકાર પડી ગયો (તૂટી ગયો) અને વખત જતાં તેનાં બધાં માણસો તેના શત્રુ થયા; અંતે તેના જીવનું જોખમ થયું માટે ભગવાનને ભજો અને અહંકારને તજો. વળી કહો કે અહંકારમાં છકી ગયેલો દુર્યોધન અને જેણે હંમેશાં દાનમાં સદાવ્રત આપ્યાં હતાં એવો અભિમાની કર્ણ પણ ક્યાં છે ? તેઓ મરણ પામી ગયા; માટે ભગવાનને

ભજો અને અહંકારને તજો. (કહેવાય છે કે કર્ણ દરરોજ સવાશેર સોનું દાનમાં આપતો હતો.) જગતમાં પ્રખ્યાત લડવૈયા પુરુષો હતા, કે જેઓ યુક્તિથી શત્રુપર ક્રોધ કરતા હતા, તે બળીઆ પુરૂષો પણ ધનુષ બાણ મૂકીને મુઆ માટે ભગવાનને ભજો અને અહંકારને તજો. હંમેશ રાજછત્રની ઠંડી છાંયડી થતી હતી, અને જેઓ કંઇ પણ કરતાં જરા ડરતા નહિ, એવા નર પણ પોતે ગયા અને તેમનાં ગુણના ગાન (જશ) રહ્યા માટે ભગવાનને ભજો અને અહંકારને તજો. જો માણસ સઘળા સારા ગુણ ધારણ કરે (રાખે) પણ મનમાં જરાક અહંકાર રાખે; તો તે દૂધમાં ઝેર ભેળ્યા જેવું થાય છે. (આવા સદ્‌ગુણ ઝેરવાળા દૂધની પેઠે નકામા થઇ પડે છે) માટે ભગવાનને ભજો ને અહંકારને તજો. જો મનથી જગતમાં આબરૂને ચાહતા હો, તો કદી કોઇ અહંકાર ન કરો; હે નર તમે જેમ નમ્ર (નરમ) હશો તેમ ગુણવાન થશો; માટે ભગવાનને ભજો ને અહંકારને તજો. અહંકાર ટળી જવાથી બહુ મિત્ર ગળે છે ને ઇશ્વરનાં ચરણનો પવિત્ર પ્રેમ મળે છે. (પરમેશ્વરમાં સાચો પ્રેમ મળે છે. (પરમેશ્વરમાં સાચો પ્રેમ પ્રગટ થાય છે) પછી પૂર્ણ બ્રહ્મનું (પરમાત્માનું) ઓળખાણ થાય છે, માટે ભગવાનને ભજો ને અહંકારને તજો. હે પ્રજાજન, અરે નૃપતિઓ! આ નવ રસાળ છંદ સાંભળીને વિગત (મતલબ) મનમાં રાખીને અને વળી વિચાર કરીને એનો તોલ કરો એમ દલપતરામ કવિ કહે છે.

## પાઠ ૫૪.

સ્વરૂપ=ખરું રૂપ
વિચિત્રતા=નવાઇ
મુસારો=પગાર
સ્પર્ધા=હરિફાઇ; બરાબરી
સાહસિક=હિંમત ચલાવી ઉમંગથી

કામ કરનાર

### પાઠ ૫૫.

હિમાલય=(હિમ=બરફ+આલય=ઠેકાણું) બરફનું ઠેકાણું; જ્યાં બરફ હંમેશ પડયો રહે છે તે પર્વત

હિમાચળ=(હિમ=બરફ+અચળ=પર્વત) જે પર્વતપર હંમેશ બરફ છે તે પર્વત; હિમાલય

કસ્તુરીમૃગ=જે મૃગની ડુંટીમાંથી કસ્તુરી નીકળે છે તે મૃગ (એ મૃગ ટિબેટમાં થાય છે)

જાહ્નવી=ગંગાનદી; સ્વર્ગમાંથી ગંગા શિવના મસ્તકપર પડ્યા તે ત્યાં સમાઈ ગયાં. શિવની ઘણી સ્તુતિ ભગીરથ રાજાએ કરી ત્યારે પોતાની એક લટ છોડી પ્રવાહ ચલાવ્યો એ પ્રવાહને પોતાના પૂર્વજો જે જગ્યાએ મૃત્યુ પામ્યા હતા તે જગાએ લઈ જવા માટે ભગીરથ આગળ ચાલતા હતા, રસ્તામાં એક જહ્નુ નામના ઋષિ તપ કરતા હતા ભગીરથે તેમને રસ્તામાંથી ખસી જવા વિનંતી કરી કારણકે તેઓ ખેંચાઇ જાય નહિ, ઋષિ ગુસ્સે થયા અને જેવી ગંગા પ્રચંડ પ્રવાહથી આવી તેવુંજ તેનું આગમન કરી ગયા. ભગીરથે બહુ પ્રાર્થના કરી ત્યારે પોતાની જાંઘમાંથી ઋષિએ પ્રવાહ ચલાવ્યો, આથી ગંગા જાહ્નવી કહેવાઇ.

શ્રમહર્તા=થાકને લઇ લેનાર

પંક=કાદવ

દેવદારૂ=દેવદાર

સ્કંધ=ડાળી; ખભા

ગુચ્છ=જથ્થો

પ્રજ્વલન=સળગાવતો

આરત=દુઃખ

સંચે છે=સંગ્રહે છે

શરભ=એ આઠ પગનું કલ્પિત પ્રાણી છે, એ પ્રાણી હાથીનો કટ્ટો દુશ્મન ગણાય છે.

પરિભવ=(પરિ+ભૂ=થવું) નિષ્ફળતા

વેણુ=વાંસળી

કિન્નરીઓ=કિન્નરની સ્ત્રીઓ; સ્વર્ગની ગાનારી; કિન્નર લોક દેવના ગવૈયા તે. તેઓ દેવયોનીમાં ગણાય છે. વિદ્યાધર, અપ્સરા, યક્ષ, રાક્ષસ,

ગંધર્વ, કિન્નર, પિતૃ. ગુહ્યક, સિદ્ધ અને ભૂત એ દશ દેવયોની કહેવાય છે.
કોકિલ કંઠે=મધુર અવાજે; કોયલના જેવા સૂરથી. કોકિલ=કોયલ
ત્રિપુરવિજય=ત્રિપુરાસુર નામનો દૈત્ય જે શિવનો દુસ્મન હતો જેને શિવે માર્યા હતો તેના પરાક્રમની જે પુસ્તકમાં હકીકત લખેલી છે તે
મૃદંગ=એક જાતનું વાજું; નરઘાના જેવું એક બાજુએ અને ડફના જેવું બીજી બાજુએથી હોય એવું
શિવવલ્લભ=( શિવ=મહાદેવ+વલ્લભ=પ્રિય)મહાદેવને પ્રિય; શિવને વહાલું લાગે તેવું
સાજે=ગાવાના સાહિત્યે
ઉપતટ=( ઉપ = પાસે+તટ=કિનારો ) કિનારા પાસે
બળનિયમન=બળિરાજાને નિયમમાં રાખનાર;બળિરાજાને બંધન કરનાર
શ્યામ પાદ=( શામ+પદ ) કાળા પગ
ક્રૌંચ=એ નામની હિમાલયની ટિએટમાં જતાં એક સાંકડી ખીણ છે.
ભૃગુકુળદીપક = ભૃગુઋષિના કુળને શોભાવનાર—દીવારૂપ=પરશુરામ
વીશભુજા=રાવણ; વીશ હાથવાળો
ખખલ્યા છે=ઢીલા થાય છે
અપરંપાર=ઘણીજ; પાર વિનાની
ગિરિવર=( ગિરિ=પર્વત+વર=શ્રેષ્ઠ ) પર્વતમાં શ્રેષ્ઠ
વારૂ=ઓવારૂં; ફીદા થાઉં; વારી જવું
કાલ=વખત
શીશ=(સં) માથું
ધરા=પૃથ્વી=(ધૃ=ધારણ કરવું પરથી
વિરાજે=(વિ=વિશેષે કરીને+રાજ= પ્રકાશવું. શોભવું ઉપરથી) = શોભે
ગોખ=ગોખલો; (સં) **गवाक्षक:**
ચંદ્રા=ચંદની; કૌમુદી
તુહિન=બરફ
વપુ=શરીર
ત્રિવિધ=(ત્રિ+વિધ=પ્રકાર ) ત્રણ પ્રકારના; આધિ, વ્યાધિ અને ઉપાધિ
વાંસ ફૂટી=વાંસળી વગાડી
મૃદુ=કોમળ
દઢવ્રત=જેનું વ્રત મજબુત છે એવા; સ્થિર; અચળ

મોરાર=મુર નામના રાક્ષસના દુશ્મન (મુરાર ઉપરથી=મોરાર)
ધારક=ધારણ કરનાર
ધન્વન્તરી=દેવના વૈદ
અવતાર=જન્મ
તરંગ=મોજાં; ઝપાટા
જનન=(જન્ પેદા થવું ધાતુપરથી) પેદા થવું તે; જન્મવું તે
સ્થિતિ=હયાતી; રહેવું તે
દોલતરામ=એ કવિ નડિઆદના વતની ને લુણાવાડાના દિવાન હતા. એમણે કુસુમાવલી નામનું નોવેલ બનાવ્યું છે. સુમનગુચ્છ પણ એમનુંજ બનાવેલું પુસ્તક છે.

**ટીપ**—આ કવિતા કવિ કુલભૂષણ કાલિદાસના મેઘદૂત કાવ્યનું ભાષાન્તર સ્વર્ગવાસી નવલરામભાઇએ કરેલું તેમાંથી લીધેલી છે તેથી મેઘદૂતની હકીકત ટુંકમાં કહીએ તો અસ્થાને•નહિ ગણાય.

એક યક્ષ ઇંદ્રરાજાના શ્રાપથી પૃથ્વીપર આવી પડયો. તેણે પોતાની પ્રિયાને વિરહની વેદનાથી સંદેશો મોકલવાનો વિચાર કર્યો. પણ કાસદ નહિ એટલે મેઘનેજ કવિએ કલ્પિત કાસદ (દૂત) માન્યો, અને તેની સાથેજ સંદેશો મોકલાવ્યો; વર્ણન કરતાં કરતાં હિમાલય સુધી મેઘ સંદેશો લઇને આવેલો છે એવી કલ્પના અત્રે કરેલી છે, ત્યાંથી આવેલો ભાગ આ કવિતા છે. **સમજુતી**—જે બરફ વડે ઉજળો છે, કસ્તુરી મૃગોના બેસવાથી જેની શિલા ( પત્થરો ) ઉપર સુગંધી બેઠેલી છે, ( સુગંધી બેસવાનું કારણ કસ્તુરીની રજ પત્થરોએ ચોંટી રહી છે તે ) અને જ્યાંથી ગંગા નદી નીકળે છે. એવા હિમાલય પર્વત (પર્વત આગળ) તું મેઘ જઈ પહોંચ, અને દુઃખને હરનાર (થાકને હરનાર) એ પર્વતના શિખરોપર બેસ. જ્યારે તું પર્વતના શિખરપર બેસીશ ત્યારે શી શોભા થઇ રહેશે ? જાણે શ્રી શંકર ભગવાનનો પોઠીઓ (નંદી) પોતાના શરીર

પર કાદવ ઉછાળતો હોયની ! એવી શોભા (દેખાવ) થશે પોડીઆ જ્યારે મસ્તી પર આવે છે ત્યારે પોતાના સખ્ત શીંગડાથી ભેખડામાંથી (જમીનમાંથી) કાદવ ઉખેડે છે એ દેખાવ કવિએ જોએલો તે ઉપરથી આ ઉપેક્ષા અલંકાર ઘટાવ્યો છે. નંદીને આ ઠેકાણે સફેદ કલ્પ્યો છે, હિમાલય પર્વતના શિખર પર હંમેશ બરફ રહે છે તેથી તે સફેદ દેખાય છે (હોય છે,) મેઘ (પાણીવાળા વાદળાં) હંમેશ કાળાજ હોય છે, એ વાદળાં જ્યારે પર્વતનાં શિખરોને અડકે ત્યારે ઉપલો દેખાવ થાય એમાં પર્વત તે નંદી પંક (કાદવ) રૂપી કાળો તે મેઘ (કાળાં વાદળાં) (૧) જો પવન ભિડવાથી (વા વાવાથી) દેવદારના ઝાડની ડાળીઓના યુદ્ધ વડે (ઘર્ષણ વડે) પેદા થયેલો દવ જંગલી ગાયોના પુચ્છડાંના ગુચ્છા વડે ઠામ ઠામ અગ્નિ સળગાવી પર્વતને પીડતો હોય તો તારી હજારો (પાણીની) ધારાઓ વડે તારે તેને હોલવવો ઘટે છે, કારણ કે દુઃખી માણસોનાં દુઃખ દૂર કરવા માટેજ સજ્જન (સારા માણસો) દ્રવ્ય સંગ્રહ કરે છે. (૨) જંગલમાં વા વાવાથી ઝાડો ખીચોખીચ હોય છે તે ઘસાય છે. ઘસવાથી અગ્નિ લાગેજ. એ આગ તે દવ કહેવાય છે. (જંગલી ગાયો એ ગાયો હિમાલયમાં થાય છે. એના પુચ્છડાના ચમ્મર થાય છે. હિમાલયમાં ટિબેટના વેપારમાં ઉપયોગમાં લેવાતી યાક નામની ગાયો જે વપરાય છે તે આ હશે) જંગલમાં દવ સળગે એટલે તેમાં રહેલી ગાયોનાં પુચ્છડાં પણ સળગેજ. આથી ગાયો ગભરાટથી નાસાનાસ કરે, અને તેથી પુચ્છડાં વડે ઠામ ઠામ આગ લાગેજ.

(છેલ્લું વ્યવહારી ચરણ કાળિદાસે મૂકી પોતાનો ઘણો ઉંચો વિચાર જણાવ્યો છે કાળિદાસ કવિ પોતાના કાવ્યોમાં વારંવાર વચ્ચે વચ્ચે આવો બોધ કરતાં જણાય છે.)

હાથીની ભ્રાન્તિથી-તું હાથી છે એમ ધારીને તારા પર શરભ-પોતાના (હાડકાં) શરીર ભંગ થવાને માટેજ ટપ દઇને તલપ મારે છે (કુદકો મારે છે) પણ તુ તો જાતનો ચપળ છે એટલે આકાશની સાથે વાતો કરે છે. અર્થાત્ જલદી ઉંચે ચઢી જાય છે.

જ્યારે વાદળાં હિમાલયનાં શિખરોને અડકતાં અડકતાં જાય છે ત્યારે શરભ જે હાથીઓનો કટ્ટો દુશ્મન છે તે ( તેને ) મેઘને હાથી ધારી વેરથી તેના પર (મારવા માટે) તલપ મારે છે પણ વાદળાં તો તુરત આકાશમાં જતાં રહે છે એટલે શરભ પોતાની તલપ ચૂકે છે અને શિખરો પરથી કૂદકો મારવાને લીધે ગબડીને પછડાય છે, ( આથી તેનાં હાડકાં મફતનાં ભાગેજ એ સ્વભાવિક છે.)

આકાશમાં રહીને તું શરભ ઉપર કરાનો તડ તડ માર કર અને ખડ ખડ હસ અર્થાત્ ગાજ, (ખડ ખડ હસવામાં અવાજ થાય અને ગાજવાથી પણ અવાજ થાય એ બન્ને વચ્ચે સાદૃશ્ય છે.)

કારણકે તારી જીત થયેલી છે. અને શરભનાં હાડકાં ભાંગ્યાં એ તેની હાર સૂચવે છે. હવે હારનું કારણ સૂચવતા કવિ નીતિમય વાક્ય કહે છે કે અણસમજે (વગર સમજે) કોઇપણ કામ શરૂ કરવાથી કોણ પરિભવ (નિષ્ફળતા) ને પામ્યું નથી ? અર્થાત્ વગર સમજે કોઇપણ કામ કરીએ તો નિષ્ફળ નીવડીએ. શરભે વગર સમજે મેઘને હાથીનો ભેદ જાણ્યા વગર તલપ મારી તો તેનાં હાડકાં ભાંગ્યાં (૩) વાંસળીઓમાં પવન ભરાઇને-ભરાવાથી ત્યાં મધુર અવાજ થાય છે. વાંસળીના રાગની સાથે સુંદર કિન્નરીઓ ઉત્સાહ પૂર્વક કોયલના જેવા સૂરથી ત્રિપુરવિજય ગાય છે તે વખતે જો તું મૃદંગના જેવા અવાજ વડે ગુફાઓમાં ગાજે તો સાહિત્ય વડે શિવને વહાલું એવું સંગીત પૂર્ણ થાય. (૪) (પર્વતપર

વાંસનાં વન હોય છે. તેમાંના કેટલાક સૂકા વાંસમાં ભમરો કાણાં પાડે છે. એ કાણાંમાં જ્યારે પવન ભરાય છે ત્યારે વાંસળી વાગતી હોય એવો અવાજ થાય છે. ત્રિપુરાસુર નામનો રાક્ષસ લોકોને ઘણું દુઃખ દેતો હતો આથી તેને શિવે માર્યો એ હકીકત સંબંધનું કાવ્ય લોકો ઉત્સાહથી ગાયજ. ટિબેટ ભણીજ ત્રિપુરાસુરનું રાજ્ય હતું.

મેઘની ગર્જનાથી ગુફાઓમાં પ્રત્યાઘાત થાય તે અવાજ મૃદંગ વાગતી હોય એવો થાય છે. સંગીત ત્રણ વસ્તુથી થાય **ગીત**, **વાદ્ય**, **નૃત્ય** આમાં કિન્નરીઓ ગાય છે અને વાદ્યમાં ( સાજમાં ) ફક્ત વેણુઓજ છે પણ એકલી વેણુઓનું સાજ પૂર્ણ નથી. તાલ બતાવવા માટે મૃદંગ જોઇએજ. તે તું (મેઘ) વગાડે તો શંકરનું પ્રિય સંગીત સાજ એ ગાવાના સાહિત્ય વડે પૂર્ણ થાય. ( પૂર્ણ સંગીત થવા માટે હજુ **નૃત્ય**ની ખામી છે એ સાંભળી શંકર પોતેજ **નૃત્ય** કરશે એમ ધારીએ તો સંગીત પૂર્ણ થાય. ) મહાદેવને સંગીત ઘણું પ્રિય છે. એ પુરાણ પ્રસિદ્ધ વાત છે.

હિમાલયનાં શિખરો ઉપર જે જે વિશેષ હોય તે જોઇ જે ભૃગુકુળદીપક (પરશુરામ) ના યશની ખરેખરી બારી છે, અને જ્યાં દર વર્ષે હંસની સ્વારી આવે છે ને જાય છે. ક્રૌંચની બારીમાં (ખોણમાં) બળિરાજાને વશ કરનાર વામનના કાળા પગના જેવો થઇને તું પેસ.

કાળા પગના જેવો થઈને પેસવાનું કારણ મેઘ મુદ્દે તો કાળોજ હોય અને તેમાં વળી ક્રૌંચની ખીણ સાંકડી છે તેમાં થઇને જવાનું હોવાથી વધારે સંકોચાઇ પગની પાની જેવું સ્વરૂપ લેવું પડેજ. વાદળાં જેમ જેમ સંકોચાય (ઘટ્ટ થાય) તેમ તેમ વધારે કાળાં થાય છે. આથી કાળો પગ કહ્યો.

હંસ ચોમાસામાં માનસરોવર પરજ રહે છે. ચોમાસું વીત્યા બાદ હિંદ ભણી ફરવા આવે છે અને ચોમાસું આવતાંજ પાછા માનસરોવર ભણી જાય છે. તેઓ પણ ક્રૌંચની ખીણમાંથીજ જાય છે.

પરશુરામના યશની બારી રહેવાનું કારણ:—પરશુરામ શિવાજી પાસે ધનુવિદ્યા શીખવા માટે ગયા હતા. ત્યાંથી પાછા ફરીને આવતાં શિવપુત્ર કાર્તિકેય (સ્કંધ) સાથે પોત પોતાના સામર્થ્ય વિષે વાદવિવાદ થયો; આથી પોતાનું સામર્થ્ય બતાવવા પરશુરામે એક બાણ મંત્ર ભણી સામા હિમાલયમાં એવું તો માર્યું કે તેમાં એક સળંગ રસ્તો–ખીણ પડી રહી, ક્રૌંચની ખીણની આ ઉત્પતિ ઉપર નજર રાખી કવિ કહે છે કે એ તો પરશુરામના યશની ખરેખરી બારી છે; (મતલબ એ છે કે એ તો પરશુરામ પૃથ્વી નક્ષત્રી કરવા ગુરૂ પાસેથી વિદ્યા ભણીને પ્રથમ પોતે હિંદમાં નહોતા આવ્યા. પણ તેમનો યશજ પર્વત ફાડીને હિંદમાં આવ્યો હતો.) (૫) ત્યાંથી ક્રૌંચની બારીમાંથી નીકળી તું ઉંચે ને ઉંચે ઉત્તર દિશા તરફના મુલકમાં પ્રવાસ કર. હે પ્રિય ! (મેઘ) તું શ્રી કૈલાસમાં જઇને પ્રીતે તેનો પરોણો થા. રાવણના બળથી જેનાં સાંધા ઢીલા થયા છે. એવા કૈલાસ પર્વતના ડગમગ ડોલતાં શિખરની શોભા તું જો કે કેવી સુંદર છે !

સાંધા ખખળવાનું કારણ:—એક વખત રાવણ, શિવ, દર્શનાર્થે કૈલાસમાં ગયો ત્યાં શિવ પાર્વતી એકાંતમાં બેઠેલા હોવાથી નંદીએ તેને અટકાવ્યો, આથી રકઝક થઇ, અને ક્રોધે ભરાઇ રાવણે પોતાના વીસ હાથથી કૈલાસ પર્વત ઉખેડી ગર્વથી ઉંચો વાળવા માંડયો. આથી શંકરને ગુસ્સો ચઢયો તેમણે પોતાનો પગ ઠોકી પર્વતને સજ્જડ બેસાડી દીધો. પર્વતના સજ્જડ બેસવાથી રાવણના હાથ પર્વત નીચે દબાયા, પછી

તેણે પાર્વતી શંકરની સ્તુતિ કરી, ત્યારે પાર્વતીના કહેવાથી પર્વતને સહજ મૂળમાંથી ઓછા ભારવાળો (ઢીલો) કરી રાવણના હાથ શંકરે કાઢવા દીધા, આથી પછી હંમેશ એ પર્વત મૂળમાંથી જરા ઢીલો રહ્યો એવું કહેવાય છે. કે કૈલાસ પર્વતનું શિખર હંમેશ હાલ્યાજ કરે છે. દુનિયામાં કેટલાક ખડકો એવા છે કે તે જરા જોરથી ચક્કર ચક્કર ફરે પણ ગમે તેટલા માણુસ મળે તો પણ તે ઉંચકી તો નજ શકાય. એવી તરેહનો એક નાનો ખડક ઈંગ્લાંડમાં કાર્નવાલ પ્રગણામાં પેન્ઝાન્સની પાસે છે, તેમજ મહા બળિપુર આગળ એવો ચમત્કાર દીઠામાં આવે છે, કૈલાસનું એવુંજ છે કે કેમ તેનો શોધ થયો નથી. ડોલતું શિખર છે એમ ધારી કવિ ઉત્પેક્ષા કરે છે કે જો જો તને (મેઘને) બોલાવે છે. (૬) સમજુતી—પાર વિનાની શોભા છે. હે પર્વતોમાં શ્રેષ્ઠ (મહાન) હિમાલય તારી શોભા ઘણીજ છે. (તેથી) હું તારાપર હજારો વખત વારી જાઉં છું. (ફીદા થાઉં છું) પર્વતરાજ તારી શોભા ઘણીજ છે. હે ગીરિવર તારી શોભા પાર વિનાની છે.

કાળના માથા પર પૃથ્વી શોભે છે, તેના પર હે ભાઇ, તું સ્થિર છે, હે ગિરિવર (એ) તારી શોભા પાર વિનાની છે. (૧)

(કાળ એટલે વખત. વખત અસ્થિર છે. ઝપાટાબંધ ગાલ્યો જાય છે. હવે જે માણુસ જોસવાળી ગતિમાં હોય તેનું માથું પણ તેવી ગતિમાંજ હોય અને એ માથાપર કાંઇ પદાર્થ મુકીએ તો તે પણ ઘણી ગતિમાંજ હોય; એ સ્વાભાવિક છે આ ઠેકાણે કાળના માથા પર પૃથ્વી છે એવું કહેવાનું કારણ એજ કે કાળ અસ્થિર છે તેથી તેનાં માથાપર રહેલી પૃથ્વી પણ અસ્થિર હોય, બધાનું તાત્પર્ય એ છે કે પૃથ્વી અસ્થિર છે. કવિની કલ્પનામય સૃષ્ટિએ આ એક ચિત્ર રચ્યું છે.)

હવે કવિ ખુબીથી વર્ણન કરે છે કે પૃથ્વી અસ્થિર છે તેના પર સ્થિર રહેવાયજ નહિ. છતાં હે ભાઇ તું તો તેના પર સ્થિરજ રહે છે એટલી તારી (પર્વતની) ખુબી વિશેષ છે (યાર શબ્દ ખાસ ઉભરાઇ જતું આશ્ચર્ય બતાવવા માટેજ યોજાયેલો છે) આકાશરૂપી ગોખલામાંથી ખૂશ થઇને તને ચાંદની (કૌમુદી) જુએ છે. અર્થાત્ તારા પર ચંદ્રને ઠંડો સફેદ-રૂપેરી પ્રકાશ પડે છે. (ત્યારે) હે ગિરિવર તારી શોભા ઘણીજ થાય છે. (૨) આધિ, વ્યાધિ અને ઉપાધિએ ત્રણે પ્રકારના તાપ (દુઃખ) સમાવવા માટે (તુ) ઘણુંજ બરફ (તારા) શરીરપર ધારણ કરે છે. **પર્વતરાજ૦** (૩) હિમાલય પર્વત ઘણો ઉંચો છે તેથી તેના શિખરો ઉપર બારે માસ જથાબંધ બરફ પડયુંજ રહે છે તે ઉપરથી એ કવિ આ વર્ણન કરેલું છે. અપાર શબ્દને તુહિન શબ્દ સાથેજ સંબંધ છે. એ ખાસ યાદ રાખવું. સ્થિર ઉભા રહેલા મુર નામના રાક્ષસના શત્રુ શ્રીકૃષ્ણ જેમ વાંસળી વડે ગાયન કરે છે તે પ્રમાણે તું પણ અચળ રહી વાંસળી વડે ગાયન કરે છે. કૃષ્ણ પરમાત્માએ રાસ વખતે એક પગે સ્થિર રહી વાંસળી વગાડી ગોપિકાઓનાં અને સર્વ જગતનાં ચિત્ત આકર્ષ્યાં હતાં તેમની સાથે કવિ સ્થિરપણાનો અને વાંસળી વગાડવાનો મુકાબલો કરે છે. (૪) પર્વતપર વાંસ ઉગેલા હોય છે ભમરાઓ તેમાં કાણાં પાડે છે તેમાં જ્યારે પવન ભરાય છે ત્યારે વાંસળી વાગતી હોય એવો અવાજ થાય છે તે ઉપરથી પર્વત વાંસળી વગાડે છે એવી કલ્પના કવિએ કરેલી છે, આનો મુકાબલો મેઘદૂતની ઉપલી કવિતાની "પવન ભરાઇ વેણુઓમાં નાદ મધુર ત્યાં થાય" એની સાથે કરવો. બન્ને કવિની કલ્પનામય સૃષ્ટિ સરખીજ ભાસે છે. જાણે પહેલાંનું બીજું અનુકરણ ન હોય ! ! તું શરીરે નિરોગી છે અને ઔષધીને (ઓસડને)

રાખનારો છે (ખરેખર) તું ધન્વંતરીનોજ અવતાર છે, પર્વતરાજ ધ૦ નિરોગી (રોગ વિનાના) માણસને દવાની ઔષધીની શી જરૂર છે કે તે રાખે ? પણ કવિ પર્વતની મહત્તા બનાવે છે કે તું એ પ્રમાણે સ્વાર્થી નથી, પણ પરોપકારી છે તારે જરૂર નથી છતાં પણ તું મનુષ્યોના ભલા ખાતર ઔષધિ રાખે છે. (૫) તું ઠંડી, તડકો, વરસાદ, દવની જ્વાળાને (દવ લાગવાથી જે મોટા મોટા ભડકા થાય છે તેને) જરા વાર પણ ગણતો નથી હે પર્વતરાજ ધ૦ (૬) પવનનાં મોજાં તારા પર ઉછાળા મારે છે (ઝપાટા મારે છે) અર્થાત્ પવન ઝપાટાબંધ વાય છે અને કમજોરથી તારી સારી સાથે અથડાય છે. છતાં પણ તેની તને બીલકુલ દરકારજ નથી, મતલબ કે તું તેને ગણતોજ નથી. હે પર્વતરાજ ધ૦ (૭) હે પર્વતરાજ, તારા પેદા થવાને અને હયાતિને–સ્થિતિ–હોવાપણાને –સંભવને ધન્ય છે ! ધન્ય છે ! કારણ કે તું સદા સુખ આપનારોજ બની રહે છે. પર્વતરાજ ધ૦ (૮)

## કવિતામા આવેલા ભકતોની ઓળખાણ.

**મીરાં**—મારવાડના મેડતા ગામના જેમલ રાજાની કુંવરી, તેમને ઉદેપુરના કુંભા રાણા સાથે પરણાવ્યાં હતાં. તેમને સંસાર ગમતો નહિ અને પ્રભુ ઉપર પ્રીતિ હતી. એમણે ઘણાં ભજન બનાવ્યાં છે એક સ્ત્રી કવિ તરીકે પ્રખ્યાત છે. **કરમા**—મારવાડની નીચ જાતિની એક બાઇ હતી; તે નહાયા ધોયા (ચોકખાઈ રાખ્યા) વગર ખીચડી રાંધીને પ્રભુને ધરાવતી હતી પણ તે ખરા પ્રેમથી ધરાવતી હતી. માટે પ્રભુ આવીને આરોગી જતા. **શબરી (શવરી)**—એક ભીલડી હતી. રામચંદ્રજીએ તેને ઘેર આપી શબરીએ ચાખી જોઇને રામજીને માટે જે સારાં સારાં બોર રાખ્યાં હતાં તે ચાખેલાં એટલે એઠાં બોર ખાધાં હતાં. **પુરી**—એ

ઉમરેઠની રહેનાર એક બાઇ હતી અને તે ભક્ત હતી. **ગોપીચંદ**—બંગાળા ઇલાકાના ગૌડ નામે એક પ્રાંતના રાજા. તેને તેની મા મેનાવતી તથા જાલંધર અને કાનિક નામના યોગીઓથી બોધ મળ્યો હતો અને તે બાર વર્ષની ઉંમરે રાજપાટ છોડી યોગી ગઇ ગયા હતા. **ભરત**—માળવાના પરમાર વંશના રાજા; વિક્રમના ભાઇ જે ભતૃહરિના નામથી ઓળખાય છે તે તેમને પોતાની રાણી પીંગળાનાં ખોટા કૃત્ય ઉપર ગુસ્સો આવવાથી તે સંસાર છોડી જોગી થઈ ગયા હતા. બીજા ભરત રામચંદ્રજીના ભાઇ તે પણ ભક્ત ભક્ત હતા. **પીપો**—ગાંગરોડ ગઢનો એક રાજા હતો. તે દેવી ભક્ત હતો. **સૂરદાસ**—શ્રી મહા પ્રભુના ચાર સખા પૂર્ણ ભક્તિ ભાવને પામેલા ઇશ્વરના મિત્ર જેવા, અર્જુનની માફકમાંનો મુખ્ય. તે આંધળો હતો. તેણે સવા લાખ પદ બનાવ્યાં છે. તે ઉત્તર હિંદુસ્તાનમાં થયા હતા. **કબીર**—રામાનંદનો શિષ્ય હતો. તે બંગાળામાં થયો હતો. એણે હિંદુ, મુસલમાનને એક ધર્મમાં લાવવાને ઉપદેશ કર્યો હતો. એ કહેતા હતા કે હિંદુનો રામ અને મુસલમાનનો અલ્લા એકજ છે. **કુબો**—તે જાતે કુંભાર હતો. તેનું મૂળ નામ કેવળ હતું. તે કુવામાં દટાયો હતો ત્યાં પણ તે ભક્તિજ કરતો હતો તેને દાટવાથી ખુંધ નીકળી હતી. ત્યાર પછી તે કેવળ કુબો કહેવાયો, **સદનો**—તે જાતે કસાઇ હતો, પણ ભક્ત હતો. જાતે હિંસા કરતો નહિ, માત્ર માંસ વેચવાનુંજ કામ કરતો. જે પથરાવતી તે માંસ તોળતો હતો તે પથરો શાલીગ્રામ હતા. સાધુ એ પથરો બદલી ગયા પણ પછી પાછો મૂકી જવો પડયો હતો. **ધનોજી**—તે જાતે જાટ હતો. તેનો ધંધો ખેતીનો હતો. તેને સાધુઓ ઉપર બહુ પ્રીતિ હતી. એક વખતે તે ખેતરમાં વાવવા માટે ઘઉં લઇ જતો હતો તે ઘઉં તેનાં ગરીબ

માબાપોએ બહુ મુશ્કેલીએ મેળવ્યા હતા, છતાં તેણે રસ્તામાં બહારો બહાર સાધુને આપી દીધા હતા. **નાભિ**—તે ઉત્તર હિંદુસ્તાનમાં નાગલ નામના ગામડામાં ઉછર્યો હતો. તે જાતે ઢાઢી એટલે વેશ કાઢી માગનારની જાતનો હતો. તે મહાન ભક્ત હતો તેણે ભક્તમાળાનું પુસ્તક બનાવ્યું છે. **ભીલભક્ત**—વાલ્મિક ઋષિ. પહેલાં તે લુટારાની જાતના હતા, પણ નારદજીના બોધથી તેમણે તે કામ છોડી દઇ રામચંદ્રજીનું મહાન તપ કર્યું. ને રામાયણ બનાવ્યું. પછીથી તે ઋષિ કહેવાયા. **જનક**—અયોધ્યાની પૂર્વે ગંદકી નદીની પેલી પાર મિથિલા નગરીના રાજા હતા. સીતાજીના બાપ થાય, તે વિદેહી કહેવાતા. **શુકદેવ**—વ્યાસ મુનિના પુત્ર તે જન્મથીજ યોગી હતા. પોપટ રૂપે મહાદેવજીનો બોધ સાંભળ્યો હતો અને મહાદેવજી તેમને ઝાલવા ગયા ત્યારે વ્યાસ મુનિની સ્ત્રીના પેટમાં પેસી ગયા હતા, અને જન્મીને તરતજ જંગલમાં સાધુઓ પાસે નાસી ગયા હતા, તે ગર્ભયોગી કહેવાય છે. **ધીરો**—વડોદરા તાબાના સાવલી ગામનો ભાટ હતો. એ ભક્ત કવિ થઇ ગયો.

### પાઠ ૫૬.

મંત્ર=કાર્ય સિદ્ધ થાય એવું ગુપ્ત વાક્ય
ગોત્ર=વંશનો મૂળ પુરુષ જે ઋષિ તે
ગોધન=ગાય બળદરૂપી ધન
સત્વર=જલદી
એકત્ર=એકઠી
અંશે=ભાગે
સંબંધ=સહવાસ; સમાગમ
ઘાટ=શિકલ
જુઆંગ=પતુઆ; પાંદડાં પહેરનાર અનાર્ય જાત
ઢોરઢાંકર=ઢોર વગેરે
બળિદાન=ભોગ આપવો તે
થરથરાટ=કંપારી
ભૂત=મરતી વેળા મરનારનું મન કશામાં રહી ગયાથી મરી ગયા પછી તેના જીવની સ્થિતિ જે રૂપે થએલી મનાય છે તે. જેમકે ભૂત, પ્રેત,

પિશાચ, વૈતાલ વગેરે
ખેતરપાળ=ગામને પાદરે જે દેવ તે
કાકાબળીઆ=શીતળા
**સવાલ**=અનાર્યોની મુખ્ય કેટલી જાતો અને તે કઈ કઈ? મૂળ વતની અનાર્યોની જાતો ગણાવો, અને તેઓ હાલ ક્યાં ક્યાં રહે છે તે કહો. જુઆંગ, પલિઆર, મંદાવર, તોડા નેર અને કાંધ લોકો વિષે જાણવા જેવી વાત કહો.

## પાઠ ૫૭.

સ્મૃતિ=યાદ કરીને લખાયલાં ધર્મ ગ્રંથો.
કાળક્રમે=વખત જતાં
સાદીસ્થિતિ=સાદાઇ
જરૂરિઆત=ખપ
અનુકૂળ=માફક
અધ્યન=ભણાવવું
યજન=હોમ; યજ્ઞ
દિગ્વિજય=અનેક દેશો પર જય મેળવવો તે
સંજ્ઞા=નામ; નિશાન
ધીરધાર=પૈસાની લેવડ દેવડ
વર્ણવ્યવસ્થા=જાતોની ગોઠવણ

નક્ષત્રી=ક્ષત્રિય વગરની
પરિચય=સહવાસ; ઓળખાણ
ઇંદ્રિયોપર કબજો=સંયમ
આસ્તિકપણું=ઇશ્વરને માનવું તે
શૌર્ય=શૂરાતન
જતે દહાડે=વખત જતાં
મિથ્યાભિમાનની=આપ વડાઇવાળા
નહુષ=એ નામનો રાજા (એ એના અભિમાનને લીધે અજગર થયો હતો)
શીલ=સદાચરણ

## પાઠ ૫૮.

બક્ષીસ=ભેટ
પદ્ધતિ=નિયમ; વ્યવસ્થા
વ્યક્તિ=માણસ
માંડી=આરંભી; શરૂ કરી
પાયો—મંડાણ
ઉદ્વેગ=ખેદ; દીલગીરી
દ્રવ્યો=વસ્તુઓ
સહવાસ=સમાગમ
તત્પર=તૈયાર
સમાપ્તિ=છેડો
ઉત્કૃષ્ટ=શ્રેષ્ઠ
તોછડાઇ=અવિવેક

સર્વદા=હંમેશાં
અર્થે=માટે
અતિથિ=ઘેર માગવા આવેલો ભિક્ષુક; પરોણો
પાત્ર=માણસ
યથાશક્તિ=શક્તિ પ્રમાણે
પળીઆં=સફેદ વાળ
વલ્કલ=લુગડાં
નિગ્રહ કરવો=રોકવું; તાબામાં રાખવું
સર્વભૂત માત્ર=સઘળાંજ પ્રાણી પદાર્થ
સહિત=સાથે
શિખા=ચોટલી
દંડ=હાથમાં રાખવાની લાકડી (રાજા સંન્યાસી દંડ રાખે છે)
જીવિત=જીંદગી
કુશળ=આરોગ્ય

પાઠ ૫૯.

વેદોક્ત=વેદમાં જણાવેલા
વિધિ=ક્રિયા
લોપ=નાશ
ખટપટ=જંજાળ
પુત્ર સંતતિ=છોકરાં છૈયાં
મુખાકૃતિ=મોઢાનો ઘાટ
ક્ષણભંગુર=જેનો પળ વારમાં નાશ થઈ જાય એવો
વૃત્તિ=વલણ; ઇચ્છા
વેદાંત= ઉપનિષદ
સંપાદનકર્યું=મેળવ્યું
સમાધાન=ખુલાસો
નિર્વાણ=શાંતિ
દેહકષ્ટ=કાયાને દમવી તે
ગાડરીઓ પ્રવાહ=ગાડર એટલે ઘેટાંની માફક એકે કર્યું તેમ બીજાએ કરવું તે
અહિંસા=કોઇપણ જીવને મારવોનહિતે
પ્રસાર=ફેલાવો
પ્રવર્ત્તાવવામાં=ફેલાવો કરવામાં
પરિષદ=સભા
ભાષ્ય=વિસ્તારથી આપેલી સમજ; વિવરણ; ટીકા
પંચશીળ=સદાચરણના પાંચ નિયમ
માદક=કેફી

પાઠ ૬૦.

આદિ=પહેલાં
તીર્થંકર=સંસારમાંથી તારનાર
હેમચંદ્ર=સિદ્ધરાજ અને કુમારપાળના

વખતના એક પંડિત એ મુળ ધંધુકાના વાણીઆ હતા
વિનિત=નિયમમાં રહેનાર
પાયદળ=પગે ચાલનારૂં લશ્કર
ચતુરંગ = ચારઅંગ એટલે ચાર વિભાગવાળી
જીરવી=પચાવી
સૂચના=ચેતવણી
ભયભીત=બીધેલા
કુંભસ્થળ=હાથીના માથાનો ઉપલો ભાગ
ધનુર્વિદ્યા=બાણ મારવાની વિદ્યા
વિલાસ=મોજમઝા
રાગ=પ્રીતી; મોહ
કારાગ્રહ=કેદખાનું
સંયમ=ઈંદ્રિયોને વશ રાખવી તે
ગ્રહણ કરીશું=સ્વીકારીશું
શઠ=લુચ્ચા
પ્રમાદ=બેદરકાર
સુનૃત=સત્ય
વિષયસુખ=કર્મેંદ્રિયથી મળતું સુખ
સાધ્વી=પવિત્રવ્રત પાળનારી સ્ત્રી
શ્રાવિકા=શ્રાવકની સ્ત્રી
ધર્મ સંઘ=ધર્મ મંડળ

પાઠ ૬૧.

વિસ્તાર=ફેલાવો
નોંધ=ટુંકસાર
ભેખ=વેરાગ
કરવત=લાકડા વહેરવાનું હથિયાર
સલાટ=પત્થર ઘડનાર
કુંભી=થાંભલાની બેસણી
અખૂટ=ખૂટે નહિ એટલી; ઘણીજ
ચક્રવર્તી=જેની આણ મોટાં ઘણાં રાજ્યો પર વર્તાતી હોય તે
સરહદ=છેવટની હદ
યુનાની=ગ્રીક દેશનો
એલચી=પ્રતિનિધિ
પાંજરાપોળ=દુ:ખી જાનવરો રાખવાનું ઠેકાણું
કલિંગદેશ=કટકથી મદ્રાસ સુધીનો પ્રદેશ
ફેલાવો=પ્રસાર
દુરાચારી=ખરાબચાલનો
સૂર્ય અસ્ત થયો=પડતીમાં આવ્યું

પાઠ ૬૨.

બાહુબળ=જાતબળ
ઉથલપાથલ=ફેરફાર
દિગ્વિજય=અનેકમોટાં રાજ્યો પર જીત

કડક=ગુસ્સાવાળો
ભૂલથાપ=ભુલાવો
ધમચકડ=દોડધામ
ઉપલાણે=નદીના મૂળ તરફ
કાટકા=મોટા અવાજો
ઝોકાવ્યું=ઝંપલાવ્યું
ઝીંક=ટક્કર
પાંખ=બાજુ
દારૂણ=ઘણું ભારે
માન=મોટાઇ; આબરૂ
આગ્રહ=હઠ

પાઠ ૬૩.

ભોજપ્રબંધ=ધારાનગરીનો ભોજરાજ સંબંધી છંદનું કાવ્ય
ઉપમા=એક વસ્તુને બીજી સાથે સરખાવવી તે; મુકાબલો
કલ્પિત=જોડી કાઢેલી; બનાવટી
ઉત્કૃષ્ઠ=શ્રેષ્ઠ; ઉત્તમ
બંદાઓ=ભાટ, ચારણ વગેરે
અજ=દશરથના પિતા
યશોગીત=કીર્તિનું ગાન
રતિ=કામદેવની સ્ત્રી
શાપ=બદદુવા
યક્ષ=દેવથી ઉતરતી જાત
મેઘ=વરસાદ
સ્હરી=સહરાટવાળી
સ્મૃદ્ધિ=દોલત
આબેહૂબ=મૂળને પુરેપુરૂં મળતું
અંતઃપુર=જનાનખાનું
વસ્તુ સંકલના=નાટકના પાત્રનીયોજના.
દુર્વાસા=આત્રિ પ્રજાપતિના પુત્ર
મેનકા=સ્વર્ગની મુખ્ય અપ્સરા

પાઠ ૬૪.

સમરકંદ=રૂશિઆઇ તાર્તરીમાં શહેરછે
બોખારા=પશ્ચિમ તાર્તરીમાં શહેર છે.
સુના=ખાલી
ધુપ=સુગંધીદાર વસ્તુનો ધુમાડો
કુરૂક્ષેત્ર=પાણીપત
હરદ્વાર=આગ્રાને અયોધ્યાના સંયુક્ત પ્રાંતમાં જાત્રાનું ઠેકાણું છે,
સ્રીયારાજ્ય=સ્રીઓનું રાજ્ય
આણ=દુવાઇ
ખવાસ=સ્વભાવ
ધોરી=સરિયામ
ચિતાર=વર્ણન;હેવાલ

અક્ષયવડ=વડનું નામ છે
નાલંદા=ગયાજીથી પાસે છે (એમાં બૌદ્ધધર્મનો મોટો અપાસરો છે)
વહાર=મદદ
પરવા=દરકાર
વેઠ=મફત મજુરી કરાવવી તે
દાણ=જકાત

પાઠ ૬૫.

વરૂણ-જળનો દેવ
આહુતિ=ભોગ અગ્નિમાં હોમવું તે
અસ્ત=નાશ
બસ=પુરતો; જોઇએ તેવો
મહેશ=મહાદેવ
સ્તોત્ર=સ્તુતિનો ગ્રંથ
મધ્યસ્થ=કોઇપણનો પક્ષ ન લેતાં સ્વાતંત્રપણે અભિપ્રાય આપનાર
ઉપનિષદ્=વેદના એક ભાગનાં પુસ્તકો
સમાધિ પામવી=સંન્યાસી મરી જાય ત્યારે તે સમાધિ પામ્યો કહેવાય

પાઠ ૬૬.

દૈનિકગતિ=દરરોજની ગતિ; પૃથ્વી પોતાની ધરી ઉપર દરરોજ પશ્ચિમથી પૂર્વ ભણી ફરે છે તે ગતિ
વાર્ષિકગતિ=વરસની ગતિ; પૃથ્વી આખા વરસમાં સૂર્યની આસપાસ લંબગોળ માર્ગમાં ફરે છે તે ગતિ
ધરી=આંક; આંસ; અક્ષ; પૃથ્વીના ઉત્તરના મધ્ય બિંદુથી તે દક્ષિણના મધ્ય બિંદુ સુધી આરપાર એક સળીઓ દાખલ થયેલો માની લીધો છે તે. (એની આસપાસ પૃથ્વી ફરે છે. તેને દૈનિક ગતિ કહે છે)
વાંકાશ=વાંક; વાંકાઇ; વાંકાપણું
સમાંતરપણું=બધી તરફથી સરખું છેટું રહેવું તે (સમ+અંતર)
ભિન્ન ભિન્ન=જુદી જુદી
વિવેચન=(સં) (વિ=વિશેષે કરીને વિચ = છુંદું—પડવું+અન્ = ક્રિયા બતાવનાર પ્રત્યય) વિશેષ કરીને ગુણદોષ જુદા પાડી બતાવવા તે
ધ્રુવ=ધરીના છેડા; (ઉત્તર છેડાને ઉત્તર ધ્રુવને દક્ષિણ છેડાને દક્ષિણ ધ્રુવ કહે છે.)
વિષુવદ્વૃત્ત=પૃથ્વીના ગોળા ઉપર બરાબર મધ્ય ભાગે કલ્પેલી જે ફરતી લીટી તે (એ લીટી પુર્વથી પશ્ચિમ

અખંડ વર્તુલાકાર છે અને તેનાથી પૃથ્વીના ગોળાના ઉત્તર અને દક્ષિણ એવા બે ગોળાર્દ્ધ પડે છે.)

ક્ષિતિજ=કલ્પેલી લીટી (એ લીટી પૃથ્વીનો ઉપલો અને નીચલો એવા બે ગોળાર્દ્ધ કરે છે તેથી તે દેખાતાં આકાશને ન દેખાતાં આકાશથી જુદું પાડે છે. ક્ષિતિજ બે જાતની છે. દૃષ્ટિ ગોચર અને વાસ્તવિક. ક્ષિતિજથી પૃથ્વીના બે સરખાભાગ પડે છે જે જોઇ શકતા નથી)

અક્ષાંશ=પૃથ્વીના પૃષ્ટ ઉપર મધ્ય ભાગે પૂર્વ પશ્ચિમ દોરેલા ગોળથી ઉત્તર અથવા દક્ષિણ દિશાએ હરકોઇ જગ્યાનું જે અંતર તે; વિષુવવૃતથી કોઇ જગ્યાનું ઉત્તર અથવા દક્ષિણ તરફનું છેટું વિષુવવૃતથી ઉત્તરે અને દક્ષિણે સમાન અંતરે જે નાના વર્તુલો દોરેલાં છે. તેને અક્ષાંશ વૃત્તો કહે છે)

રેખાંશ=પૃથ્વીના ગોળા ઉપર કોઇ મુકરર કરેલા સ્થળથી બીજા કોઇ પણ સ્થળનું પૂર્વે અથવા પશ્ચિમે જે અંતર તે. (એવા મુકરર કરેલા સ્થળથી પૂર્વ પશ્ચિમ સમાન અંતરે જે ઉભાં ઉત્તરથી દક્ષિણ સુધીના વર્તુલો દોરેલા છે તેને રેખાંશવૃત કહે છે.)

કીરણ=પ્રકાશ

તીરકસ=ત્રાસું

પૃષ્ટ=ઉપલી સપાટી

આકરાં=વધારે ગરમ થએલાં

અનુભવ=વારે વારે જોવાથી જે જ્ઞાન થાય તે

નિહાળવું=ધારી ધારીને જોવું

કોમળ=કુમળું; નરમ; ઓછું ગરમ

ગોળાર્દ્ધ=(સં) અડધો ગોળ (ગોળ+અર્ધ=અડધું)

ક્રાંતિવૃત=સૂર્યની દેખાતી ગતિનો લંબગોળ માર્ગ; આકાશમાં જે માર્ગે સૂર્ય રોજ ફરતો દેખાય છે તે માર્ગ

સંપાતબિંદુ=અયન બિંદુ; (એ બે છે મેષ ને તુલા.) ક્રાંતિવૃત્તને વિષુવવૃત્તને જે બે ઠેકાણે છેદે છે તે બે છેદન બિંદુઓ.

પર્યંત=(સં)(પરિ=સુધી+અંત=છેડો) છેડા સુધી.

કર્કવૃત્ત=વિષુવવૃત્તથી ઉત્તરે ૨૩½ અંશને અંતરે જે વર્તુલ દોરેલું છે તે
મકરવૃત્ત=વિષુવૃત્તથી દક્ષિણે ૨૩½ અંશને અંતરે જે વર્તુલ દોરેલું છે તે.
અંશ=ગોળાનો ૩૬૦ મો ભાગ. (પૃથ્વીના પરીઘના એક અંશની લંબાઈ ૬૯$\frac{1}{10}$ મૈલ થાય છે.)
ધ્રુવવૃત=દરેક ધ્રુવ બિંદુથી ૨૩½ અંશને અંતરે જે વૃત્તો દોરેલાં છે તે (ઉત્તર તરફનાને ઉત્તર ધ્રુવવૃત્તને દક્ષિણ તરફનાને દક્ષિણ ધ્રુવવૃત્ત;)
કટિબંધ=(સં) પૃથ્વીની સપાટીનું હવામાન જાણવાને તેના પાંચ ભાગ પાડેલા છે તેમાંનો એકેકો ભાગ (કટી=કેડ+બંધ=બંધન; પટો) **પાંચ કટિબંધની સમજણ** (૧) **ઉષ્ણ કટિબંધ**=કર્કવૃત્ત અને મકરવૃત્ત ની વચ્ચેનો ૪૭ અંશનો પટો. એમાં તાપ વિશેષ પડે છે (૨–૩) **સમશિતોષ્ણ કટિબંધ** બે છે. ઉત્તર સમશિતોષ્ણ અને દક્ષિણ સમશિતોષ્ણુ કર્કવૃત્ત અને ઉત્તર ધ્રુવવૃત્તની વચ્ચેનો ૪૩ અંશનો પટો તે ઉત્તર સમશિતોષ્ણ કટિબંધ; અને મકરવૃત્ત અને દક્ષિણ ધ્રુવ વૃત્તની વચ્ચેનો ૪૩ અંશનો પટો તે દક્ષિણ સમશિતોષ્ણ કટિબંધ (સમ=બરાબર+શિત=ટાઢ+ઉષ્ણ=; ગરમી; એ તાપ અને ટાઢ સરખાં પડે છે.) (૪–૫) **શિત કટિબંધ** બે છે. ઉત્તરશિત કટિબંધ અને દક્ષિણ શિત કટિબંધ ઉત્તર ધ્રુવ બિંદુથી ઉત્તર ધ્રુવવૃત્ત સુધીનો જે ૨૩½ અંશનો પટો તે ઉત્તર શિત કટિબંધ; અને દક્ષિણધ્રુવ બિંદુથી દક્ષિણધ્રુવવૃત્ત સુધીનો ૨૩½ અંશનો પટો તે દક્ષિણ શિત કટિબંધ. (એ ભાગોમાં ટાઢ વધારે પડે છે)
સ્વાભાવિક=(સં) કુદરતી; પોતાની મેળે થએલું (સ્વ=પોતે+ભાવ એમાં ભૂ ધાતુ=થવું; હોવું+ઇક=વાળું)
હવામાન=કોઈપણ સ્થળપર ગરમી સુકો અને ભેજવાળો વાયુ, વાયુની ગતિ અને દિશા, વરસાદ વગેરે બાબતોથી જે અસર થાય તે.

**સ્વાલ**—પૃથ્વીને કેટલી ગતિ છે? દૈનિક અને વાર્ષિક ગતિથી શું અસર થાય છે? પૃથ્વીની ધરી, ઉત્તર અને દક્ષિણ ધ્રુવવૃત્ત, વિષુવવૃત્ત, ક્ષિતિજ, અક્ષાંશ અને રેખાંશની વ્યાખ્યા આપી સમજાવો. કટિબંધ કેટલા છે અને તે કયા કયા? વિષુવવૃત્તથી જેમ જેમ ઉત્તરે અને દક્ષિણે જઇએ તેમ તેમ હવામાનમાં શો ફેરફાર થાય છે? હવામાન એટલે શું તે સમજાવો.

પાઠ ૬૬.

ઉષ્ણતામાન=(સં) ગરમીનું માપ

વૃત્ત=વર્તુળાકાર લીટી

સમોષ્ણાતવૃત=(સં) પૃથ્વીના ગોળા પરનાં જે સ્થળોનું ગરમીનું માપ સરેરાસ સરખું હોય તેમને નકશામાં જોડી દીધાથી જે ઘણી લીટીઓ બનાવેલી હોય છે તે (સમ+ઉષ્ણ+તા+વૃત્ત)

ખીણ=બે પહાડ વચ્ચેની નીચી જગ્યા

વિસ્તારીને=લંબાવીને; વિગતવાર વર્ણન કરીને

ઉષ્ણતા માપક યંત્ર=(સં) ગરમી માપવાનું યંત્ર; થર્મોમિટર. એ ત્રણ જાતના છે. ૧) સેંટિગ્રેડ. એમાં ઠાર અને ઉકાળ બિંદુ વચ્ચે ૧૦૦ અંશનું માપ હોય છે. ૨) ફારનહાઇટ એમાં ૦ થી ૩૨ અને ૩૨ થી ૨૧૨ સુધી એટલે ૧૮૦ અંશનું માપ હોય છે. ૩) રોમર એમાં ૦થી ૮૦ સુધી એટલે ૮૦ અંશનું માપ હોય છે.

મોનસૂન=મોસમ

સુકોપવન=ભેજ વગરનો પવન

ઉદાહરણ=દાખલો; દૃષ્ટાંત

સમધાત=(સં:) ઘણી ગરમી તેમજ ઘણી ટંડી નહિ તેવું

ક્ષેત્રફળ=ચોરસ માપ; ક્ષેત્રનો વિસ્તાર

અસમાન=સરખું નહિ તે (અ+સમાન=સરખું; બરાબર)

સ્થિર=કાયમ

સરાસરી=સરેરાસ; સરખે ભાગે જે વહેંચણી કરેલી તે

રેખા=લીટી (સંસ્કૃત રેષા ઉપરથી)

**સવાલ**—હરકોઇ સ્થળના હવામાનમાં કયા કયા કારણોથી ફેરફાર થાય છે અને શો ફેરફાર થાય છે તે સમજાવો. પૃથ્વી પરના હરકોઇ એકજ અક્ષાંશપરના બે સ્થળનું હવામાન શા માટે સરખું હોતું નથી તે દાખલો આપી સમજાવો. પૃથ્વીની સપાટીથી જેમ જેમ જઇએ તેમ ઉષ્ણતામાનમાં શો ફેર થાય છે? આપણા દેશમાં મોનસૂન પવન ક્યારે વાય છે અને તેથી શી અસર થાય છે? સમુદ્રની પાડોશનાં અને દૂરનાં એકજ અક્ષાંશ પરના સ્થળોની હવામાં શો ફેર હોય છે અને એવો ફેર હોવાનું કારણ શું? ગુજરાત કાઠિયાવાડના કાંઠાના પ્રદેશનાં અને મધ્ય હિન્દુસ્તાનના હવામાનનો ભેદ અને તેનું કારણ સ્પષ્ટ સમજાવો. ઉત્તર ગોળાર્દ્ધ કરતાં દક્ષિણ ગોળાર્દ્ધમાંનું હવામાન વધારે સ્થિર શા કારણથી છે? સમોષ્ણતાવૃત્ત એટલે શું તે સમજાવો. સમોષ્ણતાવૃત્તો પહેલ વહેલા કોણે ઠરાવ્યા? સમોષ્ણતાવૃત્તો ક્યાંના સ્થિર હોઈ શકે અને વાંકાંચુંકા ક્યાંના હોઇ શકે તે કારણ સાથે કહો.

## પાઠ ૬૮.

ભરતી=દરીઆમાં અથવા તેને લગતી નદી કે ખાડીમાં છ છ કલાકને અંતરે જે પાણી વધે છે તે
ઓટ=પાણીનું ઉતરી જવું તે
નિયમિત=(સં) નિયમ પ્રમાણે;(નિયમ +ઇત=વાળું )
ચમત્કારી=નવાઇ પમાડે એવો
અવશ્ય=ખાસ કરીને; નક્કી
શિરોબિંદુ=ટોચનો-મથાળાનો મધ્ય ભાગ ( શિર=માથું )
ગૂઢ=ઉંડો; ન સમજાય તેવો ( સંસ્કૃત ગુહ્ય ઉપરથી )
સભ્ભર=પુરેપુરૂં ભરેલું
નિખાર=પાણીનું ઘણામાં ઘણું ઉતરી જવું તે
ઉધાન=પુનેમે અને અમાસે અથવા એ તિથિની આજુબાજુના દિવસોએ જે સૌથી મોટી ભરતી આવે છે તે
જુવાળ=ભરતી; પાણીનું ચઢવું તે
અરસો=વખત (અરબી અરસહ ઉપરથી)
સિદ્ધાંત=નિશ્ચય

આકર્ષણ=( સં ) ખેંચવાની શક્તિ ( આ=હદને અર્થે=કૃષ્ ધાતુ=ખેં-ચવું+અન=ક્રિયા બતાવનાર પ્રત્યય) =હદ મુજબનું ખેંચાણ કરવાનો ગુણ

ગુરુત્વાકર્ષણ=જે ધર્મથી સર્વ વસ્તુ જમીનપર પડે છે તે ગુણ (ગુરુ= ભારે; મોટા+ત્વ=પણું )

પદાર્થમાં ભારેપણું=વજન હોવાને લીધે તેનું ખેંચાણ જમીન ભણી થવાનો ગુણ

ખગોળવેત્તા=( સં )=આકાશી ગોળા સંબંધીની વિદ્યાનો જાણનાર (ખ= આકાશ+વેત્તા એમાં વિદ્ ધાતુ=જાણવું)

ગ્રહ=આકાશમાં સુરજની આસપાસ ફરતાં તારા જેવા પણ તેનાથી વધારે સ્થિર ને ચળકતા દેખાતા ગોળાઓ; (એ નવ છે. બુધ,શુક્ર,પૃથ્વી, મંગળ, નાના નાના ગ્રહોનો સમૂહ, ગુરુ, શનિ, યુરેનસ, નેપ્ચ્યુન )

ઉપગ્રહ=( સં )=ચંદ્ર; મુખ્ય ગ્રહની આસપાસ ફરનારો નાનો ગ્રહ ( ઉપ =નાનો; પાસેનો+ગ્રહ )

સન્મુખ=(સં)મોંની સામે (સન્+મુખ

ઘન=નક્કર; કઠણ

પરમાણું=ઝીણામાં ઝીણો ભાગ; રજ-કણ, (પરમાણુંથી ઝીણો ભાગ હોઇ શકેજ નહિ )

પડખું=પાસું; બાજુ

પુર્ણિમા=( પૂર્ણ+ઇમા=ચંદ્ર ) પુનેમ (પૂર્ણ માસી ઉપરથી પૂર્ણ=પુરૂં+ માસ=મહીનો; એદિવસે ચંદ્ર પુરેપુરો ઊગે છે. તેથી પુરો મહીનો કહે છે.)

અમાવાસ્યા=અમાસ; વદ પખવાડી-આનો છેલ્લો દહાડો. ( એ દિવસે સૂર્ય અને ચંદ્ર સાથે વસે છે એટલે તેમનું પૂર્વ પશ્ચિમ અંતર બીલ-કુલ રહેતું નથી )

શુક્લ પક્ષ=(સં)સુદ પખવાડીઉં (શુક્લ =સફેદ+પક્ષ=પખવાડીઉં ) ચંદ્રના ઊગવાથી અજવાળીઉં કહેવાય છે.

કૃષ્ણ પક્ષ=( સં ) વદ પખવાડીઉં; અંધારીઉં ( કૃષ્ણ=કાળું )

કક્ષા=ગ્રહ અને ઉપગ્રહને ફરવાનો માર્ગ બતાવનાર વર્તુળાકાર લીટી

ભ્રમણ=ભમવું તે; ફરવું તે

**સવાલ**—ભરતી ઓટનો સમય જાણ્યાથી કોને કોને શો શો ફાયદો છે? સબ્ભર અને નિખાર તથા ઉધાન અને ખાટનું પાણી તે શું તે સમજાવો. ભરતી ઓટ કયા કારણથી થાય છે? ખગોળવેત્તાઓએ શાથી શોધી કાઢયું છે તે વિસ્તારથી સમજાવો. જે વખતે અમુક જગ્યાએ ભરતી આવે છે તેજ વખતે પૃથ્વીના ગોળાના તે ભાગની નીચેના ભાગપર એટલે સામી બાજુએ પણ ભરતી થાય છે તેનું કારણ શું? મોટા અને નાના જુવાળ કયારે કયારે આવે છે અને તેમ થવાનું કારણ શું? ભરતી ઓટથી સમુદ્રના પાણીપર શી અસર થાય છે અને જે અસર થાય છે તેનાથી શા ફાયદા છે?

### પાઠ ૬૯.

ગ્રહણ=( સં ) પૃથ્વીની છાયા ચંદ્ર ઉપર અને ચંદ્રની છાયા પૃથ્વી ઉપર પડવાથી ચંદ્રસૂર્યના બિમ્બનો જેટલો ભાગ પ્રકાશ આપતો બંધ પડે છે તે (ગ્રહ=પકડવું+અન ક્રિયા-વાચક પ્રત્યય)=એકના પડછાયામાં બીજાની પકડાઇજવાની ક્રિયા થવી તે

આરાધના=પૂજા; સ્તુતિ

સાંપ્રત=હમણાંનો; ચાલતો

રાહુ અને કેતુ=ગ્રહોનાં નામ છે

તમોરૂપ=નાશ કરવાની શક્તિવાળાં; અંધકારના ગુણવાળા (તમ=માયાના ત્રણ ગુણમાંનો ત્રીજો ગુણ છે.)

ગ્રાસ=કોળીઓ; ગ્રહણથી સૂર્ય ચન્દ્રના બિમ્બનો જેટલો ભાગ ઘેરાએલો હોય તે

અપારદર્શક=(સં) જેની આરપાર ન દેખાય તેવું (અ=નહિ+પાર=બીજી બાજુ+દેશ ધાતુ=જોવું+અક=કરનાર)

ક્રમ=અનુક્રમ; એક પછી એક; વારા-ફરતી આવવું તે

કેંદ્ર=મધ્ય બિંદુ

વ્યાસ=મધ્ય બિંદુમાંથી બંને તરફ પરીઘ સુધી પહોંચેલી લીટી

ખગ્રાસ=દેખાતા બિમ્બનું પુરેપુરૂં ઘેરાવું તે

ખંડિત=ખાંડુથએલું; દેખાતા બિમ્બનું

અપૂર્ણ એટલે થોડા ભાગનું ઘેરાવું તે
કંકણાકાર=કંકણનો આકાર; દેખાતા બિમ્બનો મધ્ય ભાગ ઘેરાઇને આસપાસ પ્રકાશતું કંકણ પડેલું તે
બિંબ=આકાશમાં સૂર્ય ચંદ્ર વગેરેનું પૂરેપૂરૂં મૂળરૂપ જે ગોળાકારે દેખાય છે તે

**સવાલ**—અજ્ઞાન લોકો ગ્રહણ વિષે શું માને છે? ચંદ્ર માસ કેવી રીતે ગણાય છે? સૂર્ય અને ચંદ્ર ગ્રહણ ક્યારે અને શા માટે થાય છે તે સમજાવો. દરેક પુનેમે અને અમાસે ચંદ્ર અને સૂર્યગ્રહણ શા માટે થતા નથી? દર વર્ષે ગ્રહણો પાછલા વર્ષોના અનુક્રમે કેમ થતા નથી! અને કેટલે વર્ષે પાછા ફરીને પાછલા વર્ષોના અનુક્રમે ગ્રહણો થાય છે? સૂર્ય અને ચંદ્ર ગ્રહણો કેટકેટલાં પ્રકારનાં છે? અને દરેક પ્રકારનાં ગ્રહણો કેવા સંજોગોથી થાય છે તે સમજાવો.

ચંદ્રનું કંકણાકાર ગ્રહણ કેમ થતું નથી? સૂર્ય અને ચંદ્રના ગ્રહણો અનુક્રમે તેમના બિંબની કઇ તરફથી લાગવા માંડે છે અને કઈ તરફથી મુકાઇ રહે છે? ચંદ્રના ગ્રહણ પરથી શું સિદ્ધ થાય છે?

### પાઠ ૭૦.

જ્વાળામુખી=(સં) જેના શિખરમાંથી ધુમાડો અને બળતા પદાર્થ નીકળતા હોય તેવો પર્વત (જ્વાળા=બળતું +મુખ=મોઢું+ઈ=વાળો) બળતા મોઢાવાળો
ધરતીકંપ=ધરતીનું હાલવું (એ થતાં પહેલાં હવામાં અથવા ધરતીની નીચે અવાજ થાય છે)
દ્રવરૂપ=રસ જેવી; ઝરણ જેવું
પૃષ્ઠ—પડ; ઉપલી સપાટી
ભૂકંપ=(સં)(ભૂ=ધરતી+કંપ)ધરતીકંપ
પર્વતાદિ=પર્વત વગેરે (આદિ=વગેરે)
ચમત્કાર = અદ્દ્ભુત બનાવ; નવાઇ લાગે તેવો પ્રસંગ
ગુફા=પહાડનું પોલાણ
લાવા=પીગળેલા પત્થરનો રસ (એ ઠરી જવાથી કઠણ અને કરકરો

પત્થર બને છે; ઘંટીના પડો એ જાતના પત્થરોનાં હોય છે.
નિકટ=પાસેનો; નજીકનો
ઉત્પત્તિસ્થાન=પેદા થવાનું—નીકળવાનું ઠેકાણું
પેટુ=માંહેનો ભાગ
પ્રચંડ=અતિશય મોટું
નિરાધાર=(સં) આશરા વગરના (નિર્=નહિ+આધાર=આશરો)

**સવાલ**—જ્વાળામુખી પર્વતનું વર્ણન કરો. જ્વાળામુખી પર્વત ફાટતાં પહેલાં અને ધરતીકંપ થયા અગાઉ શા શા ચિહ્નો જણાય છે? ધરતીકંપ અને જ્વાળામુખીના ચમત્કાર કયા કારણોથી થાય છે? ધરતીકંપ અને જ્વાળામુખીથી શા શા નાશકારક અને ફાયદાકારક પરિણામ નીપજે છે? એમ ચમત્કારોનાં પરિણામ જે જે સ્થળે જણાયા હોય તેના થોડા દાખલા આપો. ધરતીકંપ અને જ્વાળામુખી સિવાય પૃથ્વીના પેટાની ગરમીને લીધે પૃથ્વી પર બીજા કયા દેખાવો જોવામાં આવે છે અને તે ક્યાં ક્યાં છે તે કહો.

### પાઠ ૭૧.

સંપાદન=મેળવવું તે
પ્રાપ્ત કરવું=મેળવવું
રાજ્ય તૃષ્ણા=રાજ્ય મેળવવાનો લોભ—ઇચ્છા
દ્રવ્ય લોભ=ધન મેળવવાનો લોભ
આંકાક્ષા=(સં) આશા; ઇચ્છા
તીર્થયાત્રા=ધર્મના પવિત્ર સ્થળે જવું તે; જાત્રા જવું તે
સાહસ=જે કામ કરવામાં જીવનું નુકસાન થવાનો ભય હોય તેવું મોટું કામ ઉઠાવવાનો જુસ્સો
કળા=હુન્નર; કસબ
ઉત્સાહ=ઉમંગ
ખુશકી=(ફા) જમીન માર્ગ
સત્ય=નિર્ણય; સચ્ચાઈ
રૂમી લોક=રોમના રહેવાસી; રોમન
લય પામવું=નાશ પામવું
બખેડો=મારામારી; ફિસાદ
અદ્યાપિ=(સં) આજે પણ; હજુ સુધી (અદ્ય=આજે+અપિ=પણ)

**સવાલ**—ભૂગોળના જ્ઞાનનો વધારો કઇ કઇ બાબતોથી થયો છે ? ફીનીશી લોકો ક્યાંના વતની હતા અને તેમના કાર્યોથી ભૂગોળના જ્ઞાનમાં શો વધારો થયો ? સીકંદર પાદશાહની સવારીઓથી ભૂગોળના જ્ઞાનમાં શો ઉમેરો થયો ? મીસરના ટોલેમી રાજાના સમય સુધી પૃથ્વીનો કેટલો ભાગ જણાએલો હતો ? ત્યાર પછી અનુક્રમે કયા કયા લોકોની ચઢતીના સમયમાં ભૂગોળ સંબંધી જ્ઞાનનો કેટકેટલો વધારો થયો ? હોકાયંત્રથી ભૂગોળની શોધમાં શી મદદ મળી ? સાંપ્રત કાળમાં ભૂગોળના કયા પ્રદેશોનું જ્ઞાન મળ્યું નથી અને તે કયા કારણથી ?

## પાઠ ૭૨.

ગોદી=વહાણો બાંધવાનું કે સમારવાનું દરિઆ કિનારા પરનું ઠેકાણું (તૈયાર કરેલાં વહાણો ચાલતા કરવાને જ્યારે જોઇએ ત્યારે દરીઆનું પાણી ગોદીમાં લેવાય એવી તજવીજ ત્યાં કરેલી હોય છે)

મહત્વનો=મોટો; જાણવા લાયક

સોઇ=જોગવાઇ; સગવડ

સુરક્ષિત=(સં) સારી રીતે રક્ષણ કરાએલું; બાંધકામો કરીને બચાવ જેનો કરેલો છે એવું

વિસ્તીર્ણ=વિસ્તાર પામેલું; મોટું

યુનાઇટેડ સ્ટેટ્સ=(યુનાઇટેડ=જોડાએલાં +સ્ટેટ્સ=સંસ્થાનો)=જોડાએલાં સંસ્થાનો

## પાઠ ૭૩.

ઉત્તેજન=મદદ; કામ કરવાને ઉશ્કેરનાર જુસ્સો

સહિઆરું=ભાગીઉં; મઝિયારું

ઉદ્‌ભિજ્જ=(સં) જમીનમાં ઊગતો પદાર્થ (ઉદ્=બહાર+ભિજ્જમાં ભિદ્ ધાતુ=નીકળવું) જમીનમાંથી ઊગીને બહાર નીકળેલું તે

કળા કૌશલ્ય=હુન્નર અને ચતુરાઇ

નિકાશ=બીજે દેશ માલ જવો તે

આયાત=પરદેશી માલ દેશમાં આવે

**સવાલ**—આપણા દેશનો વેપાર વધવાનાં મુખ્ય કારણો કયાં કયાં છે ? હિંદુસ્તાનનો ઘણો ખરો માલ કયે બંદરેથી પરદેશ ચઢે છે ?

આપણા દેશનો માલ જળમાર્ગે અને સ્થળમાર્ગે કયા કયા દેશોમાં મુખ્યત્વે કરીને જાય છે? અહીંથી કયો માલ પરદેશ જાય છે? હર કોઈ દેશ ધનવાન છે કે નિર્ધન તે જાણવાનો આધાર શા ઉપર છે?

પાઠ ૭૪ ને ૭૫.

દુંદુભી=ઢોલ; નોબત

નિષ્પક્ષપાત=(સં) કોઈની તરફદારી ન કરે એવા (નિષ્-નહિ+પક્ષ=બાજુ; તરફેણ+પાતમાં પત્ ધાતુ=પડવું+ઈ=વાળા)

**સવાલ**—વેબ્સ્ટર નામે અમેરિકન ગૃહસ્થે બ્રિટિશ મહારાજ્ય સંબંધી શું લખ્યું છે? બ્રિટિશ મહારાજ્યના મુખ્ય ભાગ કહો. અને તે દરેકમાં કઇ જાતના લોકો વસે છે? બ્રિટન લોકોની ચઢતી કયા કારણોથી થઈ છે? કાનડા, આસ્ટ્રેલિઆ, આફ્રિકાખંડ માંહેલા સંસ્થાનો અને તાબા મુલકોનું સંક્ષિપ્ત વર્ણન કરો.

પાઠ ૭૬.

કાર્ય=કામ; પ્રતિરોધની સામા ગતિ ઉત્પન્ન કરવી તે; પરિણામ; ફળ; પદાર્થની મૂળ અવસ્થામાં ફેરફાર થવો તે

કાર્યશકિત=કામ કરવાનું બળ; પદાર્થની મૂળ સ્થિતિમાં હરકોઈ પ્રકારનો વિકાર ઉત્પન્ન કરનારૂં બળ; કામ કરવાની શકિત

સ્પષ્ટ=ચોકખો; ખુલ્લો

ચોકસ=નકકી; ખાતરી પૂર્વક

ગતિ=(સં) હાલવું ચાલવું (ગમ=જવું+તિ=પણું)=જવાપણું; જવાનું બળ

પ્રતિરોધ=(સં) સામો અટકાવ (પ્રતિ=સામો+રોધ અટકાવ;)=આડ

સંભાવ્યશકિત=સ્થાનને લીધે ઉત્પન્ન થનાર શકિત (જેમકે પથરો ઢોળાવ પરથી ગબડેછે એ એની સંભાવ્યશકિત)

ગમનશકિત=ગતિને લીધે ઉત્પન્ન થનાર શકિત (જેમકે ઢોળાવ પરથી પથરો ગબડતી વખતે બીજા પથરાને ભાંગી નાખે છે અને ગરમી ઉત્પન્ન કરે છે એ એની ગમનશકિત)

કામ કરવાની શક્તિ=સંભાવ્યશક્તિ ને ગમનશક્તિ (ઢોળાવ પરથી ગબડતી વખતે પથરામાં બંને શક્તિ હોય છે. એ એની કામ કરવાની શક્તિ. તેમજ સ્થિર પથરાને ગતિ આપીએ ત્યારે પણ તેમાં એ બંને શક્તિ એટલે કામ કરવાની શક્તિ આવે છે)

અણુસમૂહ=(સં) ઝીણા રજકણોનો જથ્થો (અણુ=ઝીણો રજકણ+ સમૂહ=જથ્થો)

અનુકૂળ=મળતા આવવું તે; ગમતું; પસંદ પડતું; ફાવતું (અનુ+ કૂલ=કિનારો)

જમાવ=એકઠું થવું; સંચય.

જંગી=ઘણા મોટા

આંદોલન=(સં) હાલ્યા કરવું તે. (સ્થિર પાણીમાં પથરો નાંખવાથી ગોળ કુંડાળા થાય છે એ જળનાં આંદોલન છે; અવાજ સંભળાય છે એ હવામાં નાદનાં આંદોલન છે; પ્રકાશની રશ્મિ એ આકાશ (ખાલી જગ્યા, ઈથર)માં પ્રકાશનાં આંદોલન છે, એક રજકણમાંથી બીજા રજકણમાં ગતિ (બળ) જાય છે તેથી આંદોલન ઉત્પન્ન થાય છે)

સ્થિતિસ્થાપક પદાર્થ=પોતાની મૂળ હાલતમાં પાછા આવી જવાના ગુણવાળો પદાર્થ. જેમકે નેતર, વાદળી, રૂ. વગેરે

શક્તિનું એક રૂપ બદલી બીજું રૂપ કરી શકાય છે=પદાર્થની દેખાઈતી ગતિ અટકાવીને, તે પદાર્થમાં ઉષ્ણુતા આપીને કિરણ રૂપે જનારી શક્તિ ઉત્પન્ન કરી શકાય છે; ઉષ્ણુતા કાઢી નાખીને વિદ્યુત દાખલ કરવાથી વીજળીની કાર્ય શક્તિ દાખલ કરી શકાય છે; વીજળીની કાર્યશક્તિ દૂર કરીને બીજી રીતે બળ આપીને તે પદાર્થને ગતિમાન કરી શકાય છે; આવી રીતે કાર્યશક્તિનું એક રૂપ બદલી બીજું રૂપ કરી શકાય છે.

**સવાલ**—આપણે કામ કરીએ છીએ એમ ક્યારે કહેવાય? કોઈ વસ્તુ પર આપણે કાંઈ કામ કર્યું અથવા કામ થયું એમ ક્યારે કહેવાય?

કાર્યશકિત કયા બે ભિન્ન પ્રકારની છે? કાર્યશકિતનાં કયાં કયાં રૂપો છે, તે દરેક દષ્ટાંત આપી સમજાવો.

પાઠ ૭૭.

યંત્ર=(સં) સહેલાઇથી બળ વાપરવાની કળા; સંચો; (યમ્=અટકાવવું +ત્ર=સાધન )
યોગ્ય ઉત્તર=વાજબી જવાબ
નિરીક્ષા=(સં) ધારીને જોવું તે; અવલોકન; (ઇશ ધાતુ=જોવું)
કોશીશ=યત્ન; તજવીજ
બુધુ=લાંબું જાડું લાકડું
અતિસાધારણ=ઘણું વપરાશમાં આવતું
ઉચ્ચાલન=(સં) ટેકો, વજન અને શકિતનો ઉપયોગ જે સાદાયંત્રમાં થાય છે તે. જેવા કે બુધુ; સુડી, કાતર, કાંટો વગેરે. ( ઉત્=ઉપર +ચલ=જવું+અન ) ઉંચું કરવુ; ઉચકવું. એક ધરી ઉપર ફરનાર દાંડી. (જે બિંદુપર ઉચ્ચાલનની ધરી ફરે છે, તેને ટેકો કહે છે. ઉચ્ચાલનમાં ત્રણ વસ્તુ હોય છે, વજન, શકિત (બળ), ટેકો. એ ત્રણના ફેરફારથી ઉચ્ચાલનની ત્રણ જાત પાડેલી છે)

એકલી જડેલી ગરગડીથી બળ વાપરવું સહેલું પડે છે, એટલે બળની દિશા બદલી શકાય છે, પણ એથી યાંત્રિક લાભ થતો નથી. જડેલી ગરગડીની સાથે છુટી ગરગડી વપરાય ત્યારે યાંત્રિક લાભ થાય છે. રેંટની ધરીના વ્યાસ કરતાં તેના પૈડાનો વ્યાસ અથવા હાથાની લંબાઇ જેમ વધારે તેમ ભાર ઉપાડવો સહેલો પડે છે.

**સવાલ**—યંત્ર અને યાંત્રિક લાભ એટલે શું ? યાંત્રિકશકિતનાં મુખ્ય કેટલા પ્રકાર છે અને તે કયા કયા ? કાર્યશકિતમાં કદી લાભ કે ટોટો થતોજ નથી એ નિયમ સમજાવો. બળમાં લાભ મળે તેમ ટોટો શેમાં જાય છે?

પાઠ ૭૮.

સહાયતા=મદદ
જળચાપ=કપાસની ગાંસડીઓ વગેરે બાંધવાનું પાણીની મદદથી ચાલતું યંત્ર; (એ યંત્ર બ્રહ્મ નામના વિદ્વાને શોધી કહાડેલું હોવાથી બ્રહ્મપ્રેસ

પણ કહેવાય છે. એ યંત્રમાં વજન ઉંચકવાની નળી કરતાં દબાણ કરવાની નળીનું ક્ષેત્રફળ જેમ વધારે તેમ વજન સહેલથી ઉંચકાય છે.)

સાધણ=સરખી સપાટી જણાવનાર યંત્ર, લેવલ, મર્ક્યુરી લેવલ વગેરે. એ યંત્રની મદદથી ઢાળવાળું નીચું પાસું તરત પરખાઇ આવે છે)

બકનળી=એક પાસું ટુંકું અને એક પાસું લાંબું એવી વાળેલી પોલી નળી; સાયફોન. (હોજ કે ટેકરીપરના તળાવ ખાલી કરવામાં તથા જળચક્કીના પાટાપર ધોધ પાડવામાં સાયફોનનો ઉપયોગ થાય છે)

**સવાલ**—જળચાપયંત્રની રચના તથા ઉપયોગ સમજાવો. બકનળી (સાયફોન)ની રચના તથા ઉપયોગ સમજાવો. સાયફોન વડે પાણી ક્યારે ખાલી ન થઇ શકે? જળચાપ તથા સાયફોનમાં પાણીના ક્યા ગુણનો ઉપયોગ થાય છે? પ્રવાહીના બીજા જે જે ગુણો આ પાઠમાં તમારા જાણવામાં આવ્યા હોય તે ગણાવો.

## પાઠ ૭૯.

આર્કિમીડીસ=એ ગ્રીસ દેશનો રહીશ પદાર્થ વિજ્ઞાનમાં કુશળ વિદ્વાન હતો. ગ્રીસના રાજાએ એક સોનાનો મુગટ કરાવ્યો, તેમાં સોનીએ ભેગ કર્યો છે કે કેમ તેની તપાસ કરવાનું કામ આર્કિમીડીસને સોંપ્યું. આની પરીક્ષા માટે એ નાહવા ગયો હતો ત્યાંથી એને નિયમ સૂઝ્યો, તેથી તે નગ્ન સ્થિતિમાં "યુરેકા યુરેકા, તે મને જડયું, તે મને જડયુ" એમ બૂમો પાડતો દોડયો. અને ઘેર જઇ એક ચોકખા પાણીથી ભરેલા વાસણમાં ચોકખું સોનું તોળી જોયું, તો મૂળ વજનનો $\frac{1}{19}$ ઘટ આવી, આ ઘટ સોનાના કદ જેટલા પાણીના વજનની હતી, તે ઉપરથી એણે નિયમ સિદ્ધ કર્યો કે પાણીમાં ડુબેલો પદાર્થ જેટલી જગા રોકે તેટલા પાણીનાં વજન જેટલો ભાર ડુબેલા પદાર્થમાંથી ઘટે છે. પછી સમાન કદે પાણી કરતાં સોનું ૧૯ ગણું ભારે

છે, એટલે પાણીમાં જોખતાં ચોકખા સોનાનો $\frac{1}{19}$ ભાગ વજનમાં ઘટે છે, એ નક્કી કરી મુગટનો ભેગ પારખી આપ્યો.

સમાન વજનનો=તેના જેટલાજ ભારવાળો

ઉપલી મેર દબાણ કરવાનું=ઉપર હડસેલવાનું

વલણ=શકિત; સ્વભાવ

તારકશકિત=પદાર્થને ડૂબવા નહિ દેતાં ઉપલીમેર કાઢવાની શક્તિ

સમતોલ=સ્થિર;ઉપર કે નીચે જવા દેતાં અટકાવી રાખવું તે

**સવાલ**—પાણીની તારક શકિત એટલે શું? પાણીમાં તારક શકિત છે ત્યારે કેટલાક પદાર્થો એમાં ડૂબી કેમ જાય છે? લોઢાના એક પોલા ગોળાનો રસ કરવાથી તે કેટલા ઘન ઇંચ થશે, એ ગોળો ભાગ્યા વિના શી રીતે શોધી શકાય? છલાછલ ભરેલા પાણીના વાસણમાં એક વસ્તુ મૂકીએ, તો તેમાંથી કેટલું પાણી બહાર નીકળી જશે? આર્કિમીડીસનો નિયમ શો? આર્કિમીડીસે નિયમ શી રીતે શોધી કાઢયો તે સવિસ્તર કહો. લોઢાની બનાવેલી આગબોટ કેમ ડૂબી જતી નથી? વહાણ લાકડાનાં શા માટે બનાવે છે? ખાલી વહાણ કરતાં માલથી ભરેલું વહાણ પાણીની અંદર વધારે બેઠેલું શાથી જણાય છે? તોફાનની વેળાએ વહાણમાંનો સરસામાન તથા ઉપયોગી મોટા પ્રાણીઓને શા માટે દરીઆમાં ફેંકી દે છે?

### પાઠ ૮૦.

કેશાકર્ષણ=(સં) વાળ વડે જેમ શરીરમાંનો મેલ નીચેથી ઉપર ખેંચાય છે તેમ મટોડી, કપડું બ્લોટિંગપેપર વગેરે ચીજોને પ્રવાહી પ્રદાર્થ એક જગ્યાએ લાગ્યાથી તેમાં ઘણે ભાગે ખેંચાઇ જાય છે તે (કેશ=વાળ+આ=મર્યાદા બતાવનાર ઉપસર્ગ+કૃષ=ખેંચવું+અણ =ક્રિયા વાચક પ્રત્યય)

સાયં=સાંજની

સંધ્યા=સવારમાં સૂર્ય ઊગતી વખતે

અથવા સાંજે સૂર્ય આથમતી વખતે બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરે દ્વિજ પ્રજા જે વૈદિક કર્મ કરે છે તે, (સંધી=દિવસ અને રાતનો અથવા રાત અને દિવસનો મેળાપ+આ=નારી જાતિનો પ્રત્યય)

ઉપરણો=(સં) ખાંધે નાખવાનું વસ્ત્ર; ખેસ; પિછોડી (ઉપ=પાસે+પ્રાવરણ=લુગડું (પ્ર=અગાઉ+આ=સુધી+વૃ=ઢાંકવું)

કોશીશ=તજવીજ; યત્ન

છિદ્રાળુ=(સં) કાણાવાળો પદાર્થ; આઘાં આઘાં રજકણોવાળો કે જેના રજકણો વચ્ચે જગ્યા રહેલી હોય એવો. (છિદ્ર=કાણું; રજકણ વચ્ચે રહેલી જગ્યા+આળુ=વિશેષણ કરનાર પ્રત્યય)

વક્રરેખાકૃતિ=(સં) વાંકી લીટીથી જેની હદ થએલી છે એવી આકૃતિ આકૃતિ=હદ

ભાવાર્થ=(સં) મૂળ મતલબ; સાર) (ભાવ=મનની ઇચ્છા+અર્થ=મતલબ

અંતર્ગોળ=(સં) માંહેથી ગોળાકાર હોય તે. જેમકે વાડકો માંહેથી અંતર્ગોળ કહેવાય. અને બહારથી જોતાં બાહ્યગોળ કહેવાય (અંતર=માંહે+ગોળ)

સપાટી=ઉપલી બાજુ

બાહ્યગોળ=બહારથી ગોળાકાર હોય તે (બાહ્ય=બહાર+ગોળ)

કેશાકાર=(સં) વાળના જેવા સાંકડાં વેહના ઘાટની નળી (કેશ=વાળ+આકાર)

મદ્યાર્ક=(સં) ચોકખો દારૂ; (મદ્ય=દારૂ+અર્ક=તેજાબ) (એમાં હરકોઇ વસ્તુ ઓગળી જાય છે, એ બહુ કેરી છે.)

અર્ક=(સં) ઝાડના રસ કે ફૂલને પાણીમાં નાખી ઉકાળી તેલ જેવું સત્વ કાઢે છે તે

**સવાલ**—દીવાની બત્તી વાટે તેલ ચઢે છે એ શાથી? કેશાકર્ષણનો આધાર શેના શેના ઉપર છે? કોઇ પ્રવાહી કેશાકર્ષણથી ઉપર ચઢશે કે નહિ તે શી રીતે જાણી શકાય?

પાઠ ૮૧.

પ્રસરણ=(સં) ફેલાઇ જવું. (પ્ર=આગળ+સૃ=સરકવું; જવું+અણ=ક્રિ. વા. પ્ર.) આગળ જવું.
વિશેષ લક્ષણ=ખાસ સ્વભાવ
પ્રમાણ=હિસ્સો; ભાગ
નિરીક્ષા=(સં) ચોકસાઇથી જોવું તે (ઇક્ષ=તપાસવું; જોવું)
પ્રયોગ=(સં) અજમાયશ (પ્ર=બહાર+યોગ=જોડાણ) બહારના પદાર્થ સાથે જોડાણ કરી જોવું તે
સિદ્ધ=નક્કી
મુખ્યત્વે=ઘણું કરીને; બહુધા
હૈડ્રોજન=એક જાતનો હલકો વાયુ (બે ભાગ હૈડ્રોજન અને એક ભાગ ઓક્સિજન નામે વાયુનું પાણી બનેલું છે. હૈડ્રોજન ઓક્સિજનની પેઠે ધીમે ધીમે સળગતો નથી, પણ એકદમ બંદુક જેવો અવાજ થઇને સામટો સળગી જાય છે)
કોલગ્યાસ=ખનીજ કોયલાને બંધ વાસણમાં તપાવી તેમાંથી કાઢી લીધેલો વાયુ

**સવાલ**—ઉષ્ણતાથી ક્યા પદાર્થો ફૂલતા નથી? પ્રત્યેક વા એકેક અંશ ગરમી વધવાથી કેટલો વિસ્તાર પામે છે? વાની તારકશક્તિ શા ખપમાં આવે છે? બલૂનની પ્રથમ શોધ કોણે કરી? અને તેમાં સુધારો કેવી રીતે થયો?

**ટુંકસાર**—પાઠને અંતે લખ્યું છે કે "બલૂન ચોક્સ વાહન તરીકે અદ્યાપિ વપરાયું નથી, અને વપરાશે એમ લાગતું નથી" પરંતુ જર્મન અને અમેરિકામાં હાલમાં ધારેલી દિશાએ અને ધારેલી જગાએ બલૂન લઇ જવાના પ્રયોગ ફતેમંદ નીવડયા છે. પ્રાચીન સમયમાં હિંદમાં ઘણા મોટા વિમાનો ધારેલા સ્થળે લઇ જવાતા હતા. હવે ઝેપલીન અને એરોપ્લેન નામના બલૂન ધારેલે સ્થળે લઇ જવાય છે.

## પાઠ ૮૨.

સ્વરધારણ યંત્ર=ફોનોગ્રાફ (એ યંત્રની શોધ મહાન વિદ્યુત શોધક એડિસને કરેલી કહેવાય છે)
આંદોલન=મોજાં; એક રજકણ બીજા રજકણને હડસેલી ગતિ આપે છે તે
તીક્ષ્ણ=ઝીણી; બારીક
નળાકાર=નળના જેવો ઘાટ [નળ+આકાર]
ખોભણ=ખાડો; ખાંચ
આબેહુબ=(ફા) અસલ હોય તેવુંજ
સ્વર=લાંબો ઝીણો અવાજ; સૂર
વસ્તુત=ખરું જોતાં
ખાસ=વિશેષ
ધ્વાન=અવાજ
સાહિત્યો=સાધનો
ત્વચા=ચામડી; છાલ
અપ્રિય=ગમે નહિ એવા (અ+પ્રિય)
નાદ=મોટો અવાજ
પ્રહાર=માર
જાથુ=કાયમ; હંમેશ
ઉચ્ચતા=ઉંચાપણું (તીણાસૂર)
યોગ્ય સંધાન=લાયક જોડાણ
તીવ્ર=તીણા; ઉંચા

**સવાલ**—ફોનોગ્રાફ અવાજને કેવી રીતે ગ્રહણ કરે છે, તથા કેવી રીતે પાછો બહાર કાઢે છે? ફોનોગ્રાફમાં અવાજ બદલાય છે શાથી? આપણો પોતાનો અવાજ શી રીતે ઉત્પન્ન થાય છે? મોટા તુમડાવાળા તંબુરાને ગવૈયા શાથી વધુ પસંદ કરે છે? સૂર અને નાદનો ભેદ સમજાવો. પુરૂષ કરતાં સ્ત્રીના સૂર કોમળ શાથી હોય છે?

## પાઠ ૮૩.

ઝળઝળું=સૂર્ય ઉગતાં પહેલાં અને આથમ્યા પછી જે રાતો ઝાંખો પ્રકાશ દેખાય છે તે
મૃગજળ=ઝાંઝવાનું જળ; મેદાન અથવા રણમાં તડકો પડતો હોય ત્યારે દૂરથી પાણી જેવું જણાય છે તે.
પરાવર્તન=(સં) પાછું ફેંકાવું (પરા=પાછું+વૃત=વળવું+અન)

વક્રીભવન=(સં) એક જાતના પારદર્શક પદાર્થમાંથી બીજી જાતના પારદર્શક પદાર્થમાં જતા પ્રકાશનાં કિરણ વાંકા વળે છે તે ( દીવાના કોડીઆમાં મૂકેલી સળી અને પાણીમાં મૂકેલી લાકડી એથીજ વાંકી જણાય છે; કેમકે કોડીઆમાં જે સળી મૂકેલી છે, તેમાંથી નીકળતા કિરણ તેલની બહાર સીધી લીટીમાં નીકળતાં નથી, પણ મરડાય છે તેથી સળી વાંકી જણાય છે.

અવસ્થાંતર=સ્વરૂપમાં ફેરફાર; હાલતમાં બદલાવું તે

વાતાવરણમાંની રજકણો=આકાશમાં પવનના જોરથી ફેલાએલી ઝીણી રજો

પ્રસરેલી=ફેલાએલી

પ્રત્યક્ષ=ખુલ્લાં; દેખીતા (પ્રતિ=સામું +અક્ષ=આંખ ) આંખ આગળ

સંસર્ગ=સંબંધ

ઓછા ધાડા થર=પાતળા પડ

પૂરવણી કરનારા=દેખાવ પુરો કરવામાં મદદ કરનારા

પ્રતિરૂપ=સામુરૂપ (પ્રતિ+રૂપ)

**સવાલ**—ઝળઝળું કેટલા કાળ રહે છે ! ઝળઝળું થવામાં કિરણો શેને લીધે પરાવર્તન પામે છે? સૂર્ય ક્ષિતિજની નીચે ૧૮° ચાલતાં જે દેખાઇતો કાળ લાગે છે તે કયે સ્થળે ઓછો હોય છે ? ક્ષિતિજની સમીપમાં સૂર્ય ચંદ્ર ચપટા શાથી દેખાય છે? તારાની શોધને માટે નિરીક્ષા સ્થળો ઉંચા ડુંગર પર શા માટે રાખે છે ? સૂર્ય અસ્ત પામે છે તે વખતે આપણે તેની સામે શાથી જોઇ શકીએ છીએ? મૃગજળ દેખાવાનું કારણ શું ? નારંગી, લીલો જાંબુઓ તથા ધોળો રંગ શી રીતે દેખાય છે? પૂરવણી કરનારા રંગોના એક બે ઉદાહરણ આપો.

## પાઠ ૮૪.

મેઘધનુષ્ય=(સં) એકવાર વરસાદ આવી ગયા પછી આકાશમાં ઉત્તર દક્ષિણ દિશામાં અર્ધગોળ રંગીત કમાન નીકળેલી દેખાય છે તે; ઇંદ્ર ધનુષ્ય; કાચબી ( મેઘ=વરસાદ+ધનુષ્ય=કામઠું )=વરસાદનું કામઠું

પૃથક્કરણ=(સં) જુદું પાડવાની ક્રિયા (પૃથક્=જુદું+કર્ણ=કરવાની ક્રિયા
અસમાન=સરખું નહિ તે (અ+સમાન)
રસાયની ચંચલતા=બે પદાર્થ એકઠા થતાં તે બંનેમાંથી જુદાજ ગુણવાળો ત્રીજો પદાર્થ થવાની ક્રિયા તે
સિદ્ધાંત=(સં) નક્કી કરેલા સાર(સિદ્ધ=સાબીત+અંત=પાર; છેડો)
રૂપાંતર=દેખાવમાં ફેરફાર(રૂપ+અંતર)

**સવાલ**—મેઘધનુષ્ય શાથી થાય છે? મેઘધનુષ્યનો દેખાવ કેવો હોય છે? પ્રકાશનું પ્રસરણ એટલે શું અને શાથી દેખાય છે? કોઈપણ પદાર્થ આપણને પ્રકાશનાં કયા ગુણને લીધે દેખાય? કોઈ વસ્તુ પીળી તેમજ કાળી દેખાવમાં કિરણો પર શી અસર થાય છે? લીલા કાચમાંથી જોતાં ગુલાબનો અને રાતા કાચમાંથી જોતાં વાદળી ફીતનો રંગ કાળો દેખાવાનું કારણ શું? પ્રકાશ અને કિરણની બાબતમાં ન્યૂટને શું બતાવી આપ્યું?

## પાઠ ૮૫.

ઘર્ષણ વીજળી=બે પદાર્થને પરસ્પર ઘસવાથી ઉત્પન્ન થતી વીજળી
પ્રવાહ=આવક
વહેતી વિદ્યુત=જે વીજળીનો એક સરખો પ્રવાહ લાંબા વખત સુધી મળ્યા કરે તે
તકતી=ચોકસ કકડો
વિદ્યુતપાત્ર=વીજળી ઉત્પન્ન કરવાનું માટીનું વાસણ
બેટરી=વિદ્યુત્પાત્ર
રસાયન વ્યાપાર = વિરૂદ્ધ ગુણવાળો પદાર્થ ઉત્પન્ન કરવાની ક્રિયા
વિદ્યુતવાહક=જેમાંથી વીજળીનો પ્રવાહ જઈ શકે તે
વાહક=(સં) લઈ જનાર
ઉત્ક્રમણ=પોતાની ઠરાવેલી હદથી બહાર જવું
લોહચુંબક=લોઢાને ખેંચનાર; લોઢાને અકાર્ષણ કરનાર
વિદ્યુત લોહચુંબક=વીજળીની મદદથી લોઢાને ખેંચનાર;
વિદ્યુત અવાહક=જેમાંથી વીજળીને પ્રવાહ જઈ ન શકે તે; કાચ

**સવાલ**—પહેલી વિદ્યુત ઉત્પન્ન કરવાની એક રીતનું વર્ણન કરો. બેટરી બંધ અને ખુલ્લી છે, એમ કયારે કહેવાય ? વિદ્યુત લોહચુંબક બનાવવાની રીત શી છે ? વિદ્યુત તાર યંત્રનું વર્ણન લખો. એ યંત્રની શોધ કોણે કરી ? એ યંત્રથી શા લાભ થયા છે ?

## પાઠ ૮૬.

રસાયનપ્રીતિ=રસાયનાકર્ષણ; જે બળ વડે જુદાં જુદાં તત્ત્વો એકઠાં મળી મિશ્ર પદાર્થ બને છે તે

વિકાર=ફેરફાર

પ્રકૃતિ વિકાર=પદાર્થના મૂળરૂપમાં કોઇ કારણસર થોડા વખત સુધી જે ફેરફાર દેખાય છે તે

રસાયનવિકાર=બે કે વધારે પદાર્થ એકઠા થતાં તેમાંથી વિરૂદ્ધ ગુણ-વાળો ત્રીજોજ નવો પદાર્થ ઉત્પન્ન થાય છે તે; રસાયની સંયોગ

ઘટક=રજકણ

સંયોગ=મેળાપ; જોડાણ

રસાયની સંજોગ=રસાયન વિકાર

રસાયની પૃથક્કરણ=પ્રકૃતિ વિકાર

સાદુમિશ્રણ=સહેલાઇથી મૂળ વસ્તુ પાછી મેળવી શકાય એવું મિશ્રણ જેમકે રેતીમાં ખાંડ; દૂધમાં પાણી; પાણીમાં મીઠું નાખીએ તે.

સાદા દ્રવ્ય=મૂળતત્ત્વ; (એ અડસઠ મનાતાં હતાં, હાલમાં ૭૦ મનાય છે)

તત્ત્વ=મૂળ વસ્તુ

શુદ્ધ=ચોકખાં; મૂળ રૂપે

અણુસમૂહ=રજકણનો જથો

સંબંધાકર્ષણ=જે આકર્ષણને લીધે દરેક પદાર્થનાં રજકણો એક બીજા સાથે વળગી રહેલાં છે તે. (જો પદાર્થમાંથી સંબંધાકર્ષણ નીકળી જાય તો રજકણો ઢગલો થઇને પડે)

પરમાણુ=ઝીણામાં ઝીણો અણુ

ભિન્નતા=જુદાપણું

રચના=બનાવટ

સજીવ=જીવવાળા (સ+જીવ)

અદૃશ્ય=ન દેખી શકાય એવા

ત્રણ અદૃશ્ય વાયુ=ઓકિસજન હૈડ્રોજન ને નૈટ્રોજન. પાણીમાંથી સંબંધાકર્ષણ નીકળી જતાં ઓકિસજન અને

હૈડ્રોજન અદૃશ્ય વાયુ ઉત્પન્ન થાય. સજીવ પ્રાણીમાંથી સંબંધાકર્ષણ નીકળી જતાં ત્રણ અદૃશ્ય વાયુ અને કાર્બન જેવા મૂળતત્ત્વો રહે.

**સવાલ**—પ્રકૃતિ વિકાર ને રસાયનવિકાર એટલે શું? તે દાખલો આપી સમજાવો. સાધારણ મિશ્રિત અને રસાયની સંયોગમાં શો તફાવત છે? મૂળતત્ત્વો કેટલાં છે? તત્ત્વોના કેટલા પ્રકાર છે ને તે કયા કયા? કેટલાંક તત્ત્વોનાં નામ ગણાવો. રસાયનાકર્ષણ એટલે શું? તત્ત્વોમાંથી વસ્તુઓ કેવી રીતે થઈ છે? જગતમાંથી સંબંધાકર્ષણ જતું રહે તો કેવા ફેરફાર થાય? રસાયની સંયોગના એક બે પ્રયોગ સમજાવો.

## પાઠ ૮૭.

અવિભાજ્ય=(સ) જેના વિભાગ થઇ શકે નહિ એવું (અ=નહિ=વિ=વિશેષ+ભાજ્ય=ભાગ) જેના એકથી વધારે ભાગ પાડી ન શકાય તે
જનક=પિતા; પેદા કરનાર
ઘટ=જાડી

**સવાલ**—પાણીમાંથી ઓક્સિજન અને હૈડ્રોજન વાયુ છુટા પાડવાના બે પ્રયોગનું વર્ણન કરો. હૈડ્રોજન વાયુ ઓક્સિજન સાથે મળવાથી રસાયનિકસંયોગ થઇ જે ક્રિયા થાય છે તેનું વર્ણન કરો. જુદી જુદી સીસીઓમાં ઓક્સિજન ને હૈડ્રોજન વાયુ ભર્યો હોય તો તે શી રીતે પારખી શકાય?

## પાઠ ૮૮.

દ્રાવ્યતા=(સં) ઓગળવાપણું (દ્રુધાતુ=દ્રવવું; ઓળગવું+તા=પણું)
અદૃશ્ય=ન દેખી શકાય એવું
ભાવાર્થ=મૂળ મતલબ (ભાવ+અર્થ)
દ્રાવણ=એક વસ્તુમાં બીજી વસ્તુ ઓગળવાથી થએલો પદાર્થ
દ્રાવ્ય=પ્રવાહીમાં ઓગળી શકે એવા પદાર્થો
અદ્રાવ્ય=પ્રવાહીમાં ઓગળી ન શકે એવા પદાર્થ
દ્રાવક=ઓગળનાર

મિશ્રણ=ભેગ
મર્યાદા=હદ
અપવાદ=બાધ
ભિન્ન ભિન્ન=જુદી જુદી
વૃદ્ધિ=વધારો
અંશો=ભાગો (સંસ્કૃત અંશ=ભાગ પાડવા; વહેંચી આપવું)
કસ્તર=કચરો

**સવાલ**—દ્રાવણ, દ્રાવ્યતા, દ્રાવ્ય. અદ્રાવ્ય અને દ્રાવકની વ્યાખ્યા તથા દૃષ્ટાંત આપો. પાણીમાં મીઠું કેટલું ઓગાળી શકાય ? દ્રાવ્યતાની વધઘટ શાથી થાય છે ? તેમજ તેના અપવાદ ક્યા છે ? કઠણ અને નરમ પાણી શી રીતે બને છે, તથાં કેમ પરખાય ? કુદરતી પાણીમાં ઓગળેલા દ્રાવ્ય સિવાય બીજું શું હોય છે ? તે શી રીતે દૂર કરી શકાય ? ઝરણનું પાણી સ્વચ્છ શાથી હોય છે ?

## પાઠ ૮૯.

હરેક ઉષ્ણુતામાને=ઓછી વત્તી ગમે તેટલી ગરમી હોય તોપણ
બાષ્પભવન=વરાળનું થવું
શોષણ=ચૂસી લેવું; ખેંચી લેવું
નીમે ભાગે=અધભાગે
વધારેમાં વધારે નીમે ભાગે=ઘણે
ઓછે ભાગે
અશકત=શકિત વગરના; ઓછી શકિતવાળા=(અ+શકત=શકિત)
અવગુણકારી=નુકશાન કરનાર (અવ=નઠારો+ગુણ+કાર=કરનાર+ઈ=વાળો)
ઉષ્ણુતામાપક=ગરમી માપનાર (ઉષ્ણુતા+માપ+અક)

**સવાલ**—ભેજ શોષી લેનાર પદાર્થોમાં ક્યા પદાર્થો શિયાળામાં ખપ લાગે છે ? અતિશય ભેજવાળી વરસાદની ઋતુમાં પણ ભીનાં લુગડાં શાથી સુકાય છે ? સુકી હવા તદ્દન ભેજ વગરની હોય. છે કે કેમ ? ભીની અને કોરી દડીવાળા ભેજમાપકયંત્રનું વર્ણન કરો. બંને ઉષ્ણુતામાપક યંત્રના અંશમાં વધતો ઓછો ફેર ક્યારે પડશે. ?

### પાઠ ૯૦.

એસિડ=તેજાબ; સ્વાદે અતિશય ખાટો અને નીળા લિટમસનો રંગ રાતો કરનાર.
અલ્કલી=સ્વાદે તીક્ષ્ણ અને રાતા લિટમસનો રંગ બદલી નીળો કરનાર
ક્ષાર=જે પદાર્થનો સ્વાદ ખાટો કે તીક્ષ્ણ નથી અને એસિડ તથા અલ્કલીના સંયોગથી જે બને છે તે
જલદ=તીક્ષ્ણ; પુષ્કળ અસર કરનાર
નીળો=ઘેરો લીલો; કાળો લીલો
બાષ્પ=વરાળ; બાફ
ભવન=થવું

**સવાલ**—દહીં, છાશ અને કાચા ફળમાં ખટાશ શાની છે ? એસિડ કે અલ્કલીની પરીક્ષા કેવી રીતે કરવી ? જલદ અલ્કકી કે અલ્કલી કયા કયા છે ? એસિડ અને અલ્કલીનો સંયોગ એક બીજાપર શી અસર કરે છે ? એમો નિયન નૈટ્રેટ શી રીતે બનાવવો ? પાસાદાર કકડા શેના બંધાઇ શકે ? અને તે પાસા શાથી બંધાય છે ?

### પાઠ ૯૧.

અતિ જ્વાળાગ્રહી=થોડી ગરમી લાગતાંજ એકદમ ભડકો થઇને બળે તે (જ્વાળા=ભડકો+ગ્રાહી=લઇ લેનાર)
ઘર્ષણથી=ઘસવાથી
અકસ્માત=ઓચિંતું નુકસાન
નિર્ભય દીવાસળી=સેફ્ટીમેચીસ; જેના ખોખાપરજ ઘસવાથી સળગે છે તે દીવાસળી

**સવાલ**—પીળા અને રાતા ફૉસ્ફરસનો મુકાબલો કરો. દીવાસળી શાથી સળગે છે ? દીવાસળી બનાવનારા પર ફૉસ્ફરસની શી અસર થાય છે ? આપણા ખોરાકમાં ફૉસ્ફરસ કેવા ક્રમથી દાખલ થવા પામે છે ? હાડકાં શેનાં બનેલાં હોય છે ? ફૉસ્ફરસવાળી દવાઓ અને ખાવાના પદાર્થો માણસને શાથી ગુણ કરે છે ?

### પાઠ ૯૨.

દહન=(સં) બળવાની ક્રિયા; વસ્તુનો ઓક્સિજન જોડે રસાયણિક સંયોગ થતાં ઉષ્ણતા અને પ્રકાશ ઉત્પન્ન થઇ વસ્તુના મૂળ રૂપનો નાશ થવાની ક્રિયા

શ્વાસોચ્છવાસ=(સં) દમ લેવો અને બહાર કાઢવો તે (શ્વાસ=દમ લેવો+ ઉત્+બહાર+શ્વાસ) = શ્વાસપ્રશ્વાસ

અવિનાશપણું=નાશ નહિ પામવાપણું (કોઈ પણ પદાર્થનો ખરી રીતે જોતાં નાશ થતો નથી પણ તેનું રૂપ બદલાય છે)

અનુમાન=અટકળ; ધારણા

વસ્તુઃ=ખરૂં જોતાં

રક્તવાહિની=લોહી વહેવડાવનાર નસો (રક્ત=લોહી+વાહિની)

**સવાલ**—ખરી રીતે જોતાં બળવાથી પદાર્થનો નાશ થતો નથી તો આપણે તેને કેમ જોઈ શકતા નથી? મીણબત્તી બળવાથી કયા કયા પદાર્થો બને છે? આપણે જે ઓક્સિજનનો દમ લઇએ છીએ તેનું શું થાય છે? ઉચ્છવાસમાં કયા કયા પદાર્થો નીકળે છે? અને તે શી રીતે બનેલા હોય છે? મીણબત્તીના અને આપણા દહનમાં તફાવત શો? ખોરાક શા માટે લેવો પડે છે તે સમજાવો.

### પાઠ ૯૩.

કાર્બન=દહન થનાર મુખ્ય તત્ત્વ; કોયલો

ચૂર્ણ પાષાણ=ચુનાનો પત્થર

સેંદ્રિય પદાર્થ=કોઈ પણ વસ્તુને બળતાં તેમાંથી જે ભાગ ઊડી જાય છે તે

કાર્બોનિક એસિડ વાયુ=કાર્બન અને ઓક્સિજનના સંયોગથી બનેલો વાયુ

ઓપ=ચળકાટ

રસાયણ જળ=જે પાણીમાં ધાતુના ક્ષાર મળેલા હોય છે તે

**સવાલ**—કાર્બન શેમાં હોય છે? કાર્બન કયા ત્રણ રૂપમાં મળે છે? એ ત્રણેમાં એકલો કાર્બનજ છે એની ખાત્રી શી? એ ત્રણે કયા કયા ઉપયોગમાં આવે છે? પાણીમાં કાર્બોનિક એસિડ વાયુ કેવી રીતે ભળે છે? તેની અસર ખડકો પર શી થાય છે? કાર્બોનિક એસિડ વાયુ માણસ તથા વનસ્પતિના ખપમાં કેવી રીતે આવે છે?

## પાઠ ૯૪.

લોહિતાંગ=લોહીના જેવા શરીરવાળો (લોહીત=લોહી જેવું+અંગ=શરીર)

સંક્રમણ=સૂર્ય અને પૃથ્વીની વચ્ચે ગ્રહોનું એક લીટીમાં આવવું તે

વાર્ષિક ભ્રમણ=એક વરસમાં ફરી વળવું તે (પૃથ્વી સૂર્યની આસપાસ એક વરસમાં ફરી વળે છે)

**સવાલ**—મંગળ અને બૃહસ્પતિનું સૂર્યથી અંતર તેમની દૈનિક તથા વાર્ષિક ગતિ અને તેમન ગ્રહોનું ભ્રમણ તેવા પ્રકારે થાય છે? દૂરબીન વડે એ ગ્રહોનું નિરીક્ષણ કરતાં કેવા દેખાવ માલમ પડે છે? પૃથ્વી સાથે એ બે ગ્રહોનો મુકાબલો કરો.

## પાઠ ૯૫.

નરી આંખે=દુરબીનમાં જોયા વગરની આંખે

ભવ્ય=રોનકદાર

મેખલા=કંદોરો

અનુપમ=જેની સરખામણી કોઇ સાથે ન થઇ શકે એવો; બેનમુન

કલ્પના=ધારણા; અનુમાન

વિષમતા=નિયમ પ્રમાણે નહિ હોવું તે; ખામી

મનન=વાંચેલી કે જોએલી બાબત પર વિચાર કરવો તે

**સવાલ**—શનિની મેખલાઓ તથા ચક્રો કેવા દેખાય છે? શનિ, યુરેનસ અને નેપચ્યુનનું સૂર્યથી અંતર, ભ્રમણ કાળ તથા પૃથ્વી સાથે કદ અને વજન પ્રમાણમાં કેટ કેટલાં છે અને દરેકને ઉપગ્રહ કેટલા છે? બૃહસ્પતિ ને શનિનો મુકાબલો કરો.

## પાઠ ૯૬.

વિસ્મયકારક=નવાઇ પમાડનાર

બલકે=ઘણું કરીને; અથવા

નેબ્યુલા=નિહારિકા; ચકચકિત વાયુ અથવા વરાળના જણાતા તેજસ્વી ધાબાં

વર્ગણી=જાતવારી; ગોઠવણી

ઘનીકરણ=વાયુરૂપ પદાર્થનું નક્કર થવું.

સંભવિત=સાચી

**સવાલ**—નરી આંખે સ્થિર તારા શુમારે કેટલા ગણાય છે? અને તે શું છે? હર્શલે નિહારિકા સંબંધમાં કરેલા તર્કો ક્યા છે?

પાઠ ૯૭.

બેશ=સરસ

નેપચ્યુનની કક્ષા=નેપચ્યુનને સૂર્યની આસપાસ ફરવાનો માર્ગ

પર્યંત=સુધી; લગણુ

મધ્યાકર્ષક=વચમાંથી ખેંચનાર

મધ્યોત્સારીબળ=મધ્યમાંથી દૂર જતા રહેવાનું બળ

બ્રહ્માંડ=સૃષ્ટિ; વિશ્વનો ગોળો

**સવાલ**—સૂર્યમાંથી નીકળી જતી ગરમી કોણ પૂરી પાડે છે? વિશાળ નિહારિકામાંથી ગ્રહો કેવી રીતે બન્યા? સૂર્ય: અને ચંદ્ર બાબત શી ધારણા છે? નિહારિકાની ઉત્પત્તિ વિષે સાંપ્રતકાળમાં શું અનુમાન છે?

પાઠ ૯૮.

થર=પડ

ઉત્ખાત=હાડપિંજરના ખડકોમાં પડેલા ખાડા; હાડપિંજર; ફોસીલ

અવશેષ=બાકી રહેલો ભાગ

**સવાલ**—કોયલાના થરો વડે પૃથ્વીના ઇતિહાસની શી માહીતી મળે છે? ખડકોવડે તથા થરોવડે શું જણાય છે? ખડકોના તળીઆના છેક જુના પત્થરોપરથી તથા તેની ઉપરના બીજા થરોથી શું જણાય છે? બીજા વર્ગના ખડકોમાં શું જણાય છે? ત્યારપછી પક્ષીઓ કેવાં થયાં એ પછી માણસ કેવે ક્રમે થયું એ બધી શોધો કઇ વિદ્યાને આધારે થઇ?

## સંક્ષિપ્ત શબ્દનો ખુલાસો.

| | | |
|---|---|---|
| (સ) સંસ્કૃત | (અં-ઈ) અંગ્રેજી. | (ભૂ) ભૂત |
| (ફા) ફારસી | (હિં) હિંદી | (કૃ) કૃદંત |
| (આ) અરબ્બી | (પો) પોર્ટુગીઝ | (પ્ર) પ્રત્યય |

સમાપ્ત.

(સં. ૧૯૮૦) છગનલાલ મોતીરામ શાહ ની ઢબ

## મુખગણિત શિક્ષક.

| | |
|---|---|
| બાળવર્ગ. | ૦–૧–૬ |
| ધો. ૧ લાનો | ૦–૧–૯ |
| ધો. ૨ જાનો | ૦–૨–૦ |
| ધો. ૩ જાનો | ૦–૨ ૬ |
| ધો. ૪ થાનો | ૦–૪–૦ |
| ધો. ૫ માનો | ૦–૪–૦ |

## ડિકટેશન શિક્ષક.

| | |
|---|---|
| બાળપોથીનો | ૦–૨–૦ |
| ધો. ૧ લાનો | ૦–૨–૬ |
| ધો. ૨ જાનો | ૦–૩–૦ |
| ધો. ૩ જાનો | ૦–૩–૦ |
| ધો. ૪ થાનો | ૦–૪–૦ |
| ધો ૫ માનો | ૦–૪–૦ |
| કન્યા પુ. ૧ લાનો | ૦–૩–૦ |
| ત્રીવેદી. પુ. ૧લાનો | ૦–૩–૦ |

## ભૂગોળ શિક્ષક.

| | |
|---|---|
| સુરત શહેરનો | —૦–૩–૦ |
| ચોર્યાસી તાલુકાનો | ૦–૨–૦ |
| સુરત જિલ્લાનો | ૦–૩–૦ |

## પ્રશ્નોત્તરમાળા.

| | |
|---|---|
| ગુજરાત પ્રાંતની સા. ભૂ. | ૦–૩–૦ |
| મુંબઈ ઈલાકાની. ભૂ. | ૦–૪–૦ |
| હિંદુસ્તાનની. ભૂ. | ૦–૪–૦ |
| ગુજરાતની વા. ઇતિ રસિક | ૦–૬–૦ |
| સૃષ્ટિજ્ઞાનની ધો. ૨ જાની | ૦–૩–૦ |

---

| | |
|---|---|
| સુરત જિલ્લાનો નકશો | ૦–૫–૦ |
| અંકગણિતના મનોયત્ન | ૦–૫–૦ |
| સુંદરજીકૃત પહેલીના અર્થ | ૦–૨–૦ |
| બાળગરબાવળીની નોટ | ૦–૨–૦ |

## ત્રિવેદિ વાચનમાળા

| | |
|---|---|
| પ્રાવેશિકાના અર્થ | ૦–૩–૦ |
| પુ. ૧ લાના અર્થ | ૦–૪–૦ |
| પુ. ૨ જાના અર્થ | ૦–૫–૦ |
| પુ. ૩ જાના અર્થ | ૦–૬–૦ |
| પુ. ૪ થાના અર્થ | ૦–૭–૦ |
| પુ. ૫ માના અર્થ | ૦–૮–૦ |
| પુ. ૬ ઠ્ઠાના અર્થ | ૦–૯–૦ |
| પુ. ૭ માના અર્થ | ૦–૧૦–૦ |
| વિદ્યાપીઠ પુ. ૨જાના | ૦–૪–૦ |
| ચોર્યાસી તા. નકશો | ૦–૩–૦ |
| સુરત શહેર ,, | ૦–૪–૦ |

## વર્નાકયુલર ટેકસ્ટ બુક

| | |
|---|---|
| બાળવર્ગની નોટ | ૦–૨–૦ |
| પહેલીનો અર્થ | ૦–૨–૬ |
| બીજીના ,, | ૦–૪–૦ |
| ત્રીજીના ,, | ૦–૫–૦ |
| ચોથીના ,, | ૦–૭ ૬ |
| પાંચમીના ,, | ૦–૮–૦ |
| છઠ્ઠીના ,, | ૦–૯–૦ |
| સાતમીના ,, | ૦–૧૦–૦ |
| કન્યા ૧લીના અર્થ | ૦–૪–૦ |
| કન્યા ૨ જીના ,, | ૦–૫–૦ |
| કન્યા ૩ જીના ,, | ૦–૭–૦ |

**શાહપોર કુંભારવાડા**

**સુરત.**

મોટો સ્ટોર:-ઈશ્વરલાલ મગનલાલ મોતીરામ

